ॐ

# श्री शरणागति ( प्रपत्ति ) मंत्रार्थ.

हरिः ॐ तत्सत्

ब्रह्मार्पण मस्तु.

શ્રીમન્ન શ્રી ઇશશ એવ,
શ્રી શરણ્ય, શરણુ, સ્થાયી સમ્યક્ દ છે.

શ્રી શરણ્યે, શ્રીઇશ, શરણ્ય શ્રેયી,
શરણ્ય શ્રેયી, કરશેન મનો સ્તેહ દ છે.

---

શ્રી જય યમ શમ્મે કર્તા, રથી હરી રીતી દાસે સત્યે,
મંત્રાર્થ, શરણાગતિવાદ, રચિત બોધજય માળા ગૃહણું દ છે.

શ્રી મચ્ચરણ સરોરૂહ ભૃંગ.

લખનાર: જે. કે. શર્મા.

કેત્તપોર, પો. હાંસોટ. (વાયા) અંકલેશ્વર.

જી. ભરૂચ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

પટેલ વનમાળીભાઈ ભગવાનભાઈ

સ્યાદલા. પો. સાયણ. તા. ઓરપાડ.

જી. સુરત.

---

છાપનાર:—ગોવીંદજી ડાહ્યાભાઈ નાયક

શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.

# श्री मुख वाक्यामृत

सर्वं धर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ।
अहंत्वा सर्वं पापेभ्यो, मोक्ष यिष्यामिमांशुच ॥

सकृदेव प्रपन्नोय, तवास्मीति च योवदेत्
अभयं सर्वं भूतेभ्यो, ददामोति व्रतंमम ॥

સર્વ પ્રકારના ધર્મ સાધનો છોડીને તું મારે એકલાને શરણુ આવ, હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ, શોચ કરીશ નહીં.

જે જીવ એકવારજ હું આપને શરણુ આવેલો આપનો છું એમ કહે છે તેને હું સર્વભૂત માત્રથી અભય આપું છું. એ મારૂં વ્રત છે.

हरीः ॐ तत्सत्

# શરણાગતિ મંત્રાર્થ નીરૂપણ.

आमुखम्

## મનુષ્ય જન્મની સાફલ્યતા.

મનુષ્ય જન્મની સાફલ્યતા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સંપાદનમાં રહેલી છે. અર્થાત, વ્યક્ત અને અવ્યક્ત ઐહિક, અને પારમાર્થિક, ઉભયમાં સુજ્ઞાત થઇ શ્રેયત્ંત બનવું મુક્ત થવું એજ જીજ્ઞાસાથીઃ સર્વત્ર મુક્ત, સ્વતંત્ર થવાના પ્રયત્ન ચાલુ છે,

## પરમ પુરૂષાર્થ મોક્ષ છે. તે પરબ્રહ્મ શ્રીમન્નારાયણથી (એ) જુદા કર્મ ભક્તિ જ્ઞાનયોગે મળે છે.

બ્રહ્મ વિદાપ્નોતિ પરમ—એ શ્રુતિ અનુસાર ચાર પુરૂષાર્થમાં પરમ પ્રાપ્તિ પરમ પુરૂષ છે જેનો અર્થ તેજ પરમ પુરૂષાર્થ મોક્ષ છે. ઇત્યાદીથી, મોક્ષની મહત્તા, શ્રુતિ સ્મૃતિમાં આલેખાયલી છે, એટલે એજ અત્યોત્તમ, ઉત્કૃષ્ટ રૂપ મોક્ષ મનાયો છે. અને એજ લક્ષ્યે પહોંચવા, એ લક્ષ્ય સ્થાન, પરબ્રહ્મ ને વેદાદિકમા. પંચ સ્વરૂપે, વર્ણ-વેલા છે. અર્થાત એકજ તત્ત્વ, જુદા જુદા નામ, રૂપથી જણાવ્યું છે. અને તેની શ્રુતિ, સ્મૃતિ, આદિકે શ્રીમન્નારાયણ નામથી તેના વિવિધ, નામ રૂપની ( શ્રુતિ, સ્મૃતિમાં પ્રમાણ છે, ) કર્મ, ભક્તિ જ્ઞાન અને યોગ આદિ માર્ગથી, અનેક મતવાદે ઉપાસના વર્ણવેલી છે. અને તે થતી આવી છે; થાય છે. કાળના પ્રભાવથી. ધર્મ કર્મના અભાવથી, જે ચેતનના દુષિત થયેલા ચિત્ત છે; તેમનાથી,

અનેક જન્મની સંસિદ્ધિ વીનાનાને ઉપરોક્ત માર્ગથી શ્રેય સાધવું દુષ્કર છે.

## એજ લાભ અસમર્થને શરણાગતિથી મળે છે.

અર્થાત કર્મ, ભક્તિ, અને જ્ઞાન, યોગાદિકમાં અસમર્થઓને લાભ મેળવવો અશક્ય છે. જેથી, તેઓને, તેમ સર્વ મુમુક્ષુઓને માટે શ્રીમદ્ ગીતાના પ્રણેતાના આદેશ રૂપ નિષ્કામ કર્મ, નિષ્કામ ભક્તિ પ્રાપ્ય સુગમ ઉપાય શરણાગતિ શ્રુતિ સ્મૃતિમાં આલેખાયલી છે, અને તેનાથી ઉપરોક્ત માર્ગના જેવો લાભ મેળવી શકાય છે.

## ગ્રંથ આશય અને પ્રાકટ્ય મહાત્મ્ય છે.

એજ આશય દર્શાવનાર, ભક્તિ માર્ગના શ્રીમદ્ આચાર્યસહ ભૂમીમાં થયેલો, સત્યનો સત્યરૂપ જે ગદ્ય સંવાદ (શરણાગૃતિ મંત્રાર્થ) યથાશબ્દશઃ સર્વ શાસ્ત્રના સારરૂપ અર્થપંચક (પર સ્વ. ઉપાય ફળ વિરોધી,) આ ગ્રંથનો આશય છે.

અને એ તેમના ચરણ શરણથી, તેમાં અનુયાયીને ચલાવી સત્ય પ્રગટાવી, તેમાં ચાલવાની જીજ્ઞાસા ધરાવનાર (પરબ્રહ્મ સ્વરૂપની ભક્તિ કરવાને ઇચ્છનાર) મુમુક્ષુઓને માટે, (ધ્યેય સ્વરૂપ સ્વભાવ શરણાગતિ પ્રભાવ, શરણ, લક્ષણ. અને ફળ, વિરોધી સ્વરૂપ દર્શાવનાર) આજ્ઞાવશે, પ્રગટ ગ્રંથ, સુગમ, ટીકારૂપ લખાયેલો છે. એજ એની મહત્તા, મહાત્મ્ય છે.

## શાસ્ત્ર પ્રમાણ શરણાગતિ મહત્વ અને

શરણંત્વાં પ્રપન્નાયે, ધ્યાનયોગ વિવર્જિતા,
તેપિમૃત્યુ યતિક્રમ્ય, યાંતિ તત્પરમંપદમ.

જે ધ્યાન, યોગથી હીન રહેલા, આપને પ્રપન્ન શરણુ આવે છે. તે પણ મૃત્યુને તરી, પરમ પદને પામે છે.

યન્નૈન કામ કામેન, ન સાધ્યં સાધનાં તરૈ, મુમુક્ષુણામપિ સાંખ્યેન, યોગેન નચ ભક્તિ તઃ પ્રાપ્યતે પરમં ધામ, યતોનાવર્ત્તતે યતિ, તેન તેનાપ્યતે તત્તન્ન્યાસે નૈવ મહામુનેઃ પરમાત્માત્ર તે નૈવ પ્રાપ્યતે પુરુષોત્તમઃ જે કામનાવાળાના કામ, બીજા સાધનોથી નથી સધાતાં, અને મુમુક્ષુઓ, પરમધામ ( જ્યાંથી યતિ પાછા નથી ફરતા ) તે જો સાંખ્ય, યોગ અને ભક્તિ કરીને નથી પ્રાપ્ત થતા તે, હે !!! મહામુનિ વ્યાસ શરણાગતિથી મેળવે છે અને પરમ પુરૂષોત્તમને તેનાથી પ્રાપ્ત થાય છે, હોય છે.

## પરમતત્વ સંબંધથી પરમ ફળ મળે છે.

શ્રુતિ પણ યોબ્રહ્માણં'થી લઇને મુમુક્ષુ હવે શરણું મહં પ્રપદ્યે શરણાગતિ કરી બતાવે છે તેમ ઉપનીષદના સારરૂપ ગીતામાં—સર્વ ધર્માન્પરિ તજ્ય, મામેકં શરણું વ્રજ, અહંત્વાં સર્વ પાપેભ્યો, મોક્ષ યિષ્યામિ માશુચ. સર્વ ધર્મ છોડી મારા એકનુંજ શરણુ પકડ, હું તને સર્વ પાપથી મુક્ત કરીશ, સકૃદેવ પ્રપન્નાય, તવાસ્મીતિચ યાચતે અભયં સર્વ ભૂતેભ્યો, દદામ્યેત દ્વતંમમ એકવાર પ્રપન્ન. શરણ હોઇને, તમારો છું. એમ યાચના કરે છે, તો સર્વ ભૂતોથી. હું તેને અભય આપું છું. એજ મારૂં વ્રત છે. ઇત્યાદિ વચનો, શરણાગતિથી પરમ પુરૂષાર્થ મોક્ષ પરમ ફળ મળાય છે.

શરણાગતિ, બ્રહ્મવિદ્યા, ન્યાસ, પ્રપત્તિ ઇત્યાદિ નામથી ઓળખાય છેઃ અને બત્રીશ વીદ્યામાં સર્વોત્તમરૂપે શ્રુતિએ દર્શાવી છે.

શંકા—ગીતાદિકમાં, કર્મ, ભક્તિ, જ્ઞાન, યોગથી પરમ તત્ત્વ ફળની પ્રાપ્તિ કહી છે. તેનું કેમ ? સમાધાન એનું એજ છે કે એક ઉપાય, એકજ ફળ માટે, ફક્ત તફાવત, હમો કરીએ; અને પ્રભુ કરાવે એજ છે.

## શરણાગતિ સ્વરૂપ.

શરણાગતિ, પ્રપતિ, એના બે પ્રકાર છે. 'દપ્ત' અને 'આર્ત્ત'

આર્ત્ત—તુરત મોક્ષ મળે, એવી ઉગ્ર ચાહના આર્ત્ત પૂર્વક કરાય તે.

દપ્ત—પ્રારબ્ધની પૂર્ણતા સૂધી, આ લોકે, શ્રીમન્નારાયણના સેવનમાં રહી, સુખમય જીવન વ્યતીત થતાં, દેહાવસાને મુક્ત થવાય, અર્થાત્ સુષુમ્ણા દ્વારા દેહોત્ક્રમણ, અર્ચિરાદી માર્ગે ઉર્ધ્વગમન, એ સર્વ સુખમય થાય, એજ હેતુવશ પ્રપતિ શરણાગતિ કરાય છે.

પ્રપતિ—શરણાગતિ કહેવામાં સુગમ છે, પરંતુ વિશ્વાસ પૂર્વક બનવી દુષ્કર છે. અને યથાવસ્થિત બનેથી અતિશય શ્રેયસ્કર છે. ઉપાયસુ કર સોઽયં, દુષ્કરશ્ચયતો મમ.

સર્વજ્ઞોપિ, સ્વતોદેવ. યાંચા વિજ્ઞાપનાદિભિઃ ત-તદિષ્ટ પ્રદિત સાત્મા, પ્રીતિરેવ પ્રસાધ્યતે. સર્વેશ્વર, સર્વજ્ઞ સર્વત્ર છે. તો સર્વને સુખ કેમ નથી આપતા ? હજારો ચેતન કષ્ટ પામી રહ્યા છે. તો સર્વનું શું નથી જાણતા ?

આ પ્રશ્નનો ખુલાશો—એજ છે કે;

એ નિયંતાનો એક અટલ નિયમ છે. વિના કહે ચહે કોઇના કર્મરૂપ ભોગની વચમાં પડવા ચાહતા નથી, તેમ એમ પણ નિયમ છે કે—જે તેને કહે, ચહે; યાચે, તો તેને ઉચેષ્ટ ઇષ્ટ આપવાને, સત્ય પ્રીતિવંત ને પ્રસન્નતાપૂર્વક તૈયાર છે. એથીજ તે ભક્તિવશ ભક્તાધીન ભગવાન કહેવાય છે.

સમોહં સર્વભૂતેષુ નમેદ્વેષ્યોસ્તિન પ્રિય: યે ભજંતિતુમાં ભકત્યા મયીતે તેષુ ચાપ્યહમ. હું સર્વને સમાન છું. કોઇ પર દ્વેષ, વા પ્રેમ મને નથી, જે મને ભક્તિથી જેમ ભજે છે તેમ તેને હું પણ ભજું છું.

ઇત્યાદિ ન્યાયથી સર્વ તેમને સોંપવાથી, તે સર્વ ચલાવે અર્થાત સહાય, સેવન જે માર્ગ તે આપે, તો ખાસ નિત્ય સંન્નીધતા, સેવા કેમ ન આપે ? સર્વ ધર્માન્યરિત્યજ્ય ઇત્યાદી શ્રીમુખ વચનાનુસાર, હમો સર્વ પંચાયત છોડી તે એકનેજ શરણે જવાની ( શરણુગતિ સ્વીકારવી ) તે સર્વ પાપથી મુક્ત કરશે. શોચ ન કર ઇત્યાદિથી શરણાગતિનું સ્વરૂપ સમજાય છે. અને એથી, પૂર્ણ અભયતા ફળ મેળવાય છે.

## શરણાગતિથી શ્રી નારાયણ શરણ સુલભ છે તેજ ઉપાય છે.

શ્રીમન્નારાયણ, સર્વેશ્વરમાં, ન્યાય અને દયા ઉભય છે. અને એનાથીજ લાભદ્વારે પહોંચાય છે.

અમારા અપરાધો, અગાધ, અપાર છે. તેને માટે, પ્રાયશ્ચિત કરે, વા ભોગવે એજ ન્યાય રીતથી લાભ મેળવાય છે. અર્થાત છુટવાનો સાધારણ ઉપાય છે, પણ તેમાં નવા કર્મોથી બચે, અને જુના કાપવાનો યત્ન કરે તો છુટાય.

કદાચ યત્ન કરાય, તો પણ અનંત કાળથી કર્મો થતાં આવ્યાં છે અને નવાં પણ બન્યા જાય છે, તો તે કાપવાને અનંતકાળ કેમ ન જોઇએ? અને એજ શુધ્ધતા ચિત્તની રહેશે કે કેમ ?

ઇત્યાદિના વિચારે તાત્પર્ય એજ ઠરે છે કે; ન્યાયથી, કે ક્ષમ-

જથી છુટવું અસંભવિતજ છે. કારણ કે, નિત્ય નવું કરજ કરે તો જુનું કેવી રીતે ભરી શકે !

## તેના ન્યાય, દયા, અંગમાંથી દયાથીજ લાભ પમાય છે.

તો શું કરવું? એ માટે, યુક્તિરૂપ–બલ નહિં પણ ફળરૂપ ઉપાય–જ્યારે દેખાય કે હમો નવું કરજ ભરી શકીશું નહિં પણ ધન પ્રદાતા અપાર ધનવાળા અને ઉદાર છે, પોતાનું ધન પરાર્થેજ ઉપયોગ કરનારા છે. તો તેમની સહાય માગી, દયાળુની ઉદારતાનો લાભ કેમ ન લેવો ? એજ લાભ મેળવનાર ઉપાય શરણાગતિ છે.

સાંપ્રતકાળના પ્રભાવથી, ધર્મ કર્મવીનાના દૂષિત ચિત્તથી, મતી ગતી રતીવીનાના હોવાથી, તે દયાળુની સંન્નીધતા અર્થાત શરણ થવું અમારે માટે અશક્ય છે. તો દયા લાભ કેમ લેવાય ?

## અસમર્થ ને શ્રીમન્નારાયણનું જ્ઞાન, શરણ દર્શન શ્રી શક્તિશરણથી થાય છે.

ગુરૂ વીના ગ્નાન નહીં, સ્વતઃ કોઇ ઉપાય જાતે શીખાતો નથી, એ સત્ય છે.

એથીજ શાસ્ત્ર કહે છે કે, સર્વકામ પ્રદાંરમ્યાં, સંસારાર્ણવ તારિણીમ ક્ષિપ્રપ્રસાદિનાં લક્ષ્મીશરણ્યા મનુચિંતયેત, સર્વ કામનાની પુરનાર, રમ્ય, સદ્ય કૃપા કરનાર શ્રીજી, શ્રીદેવી, શક્તિ સંસાર સાગરની તારક છે. (તેનું) તે તારક તારક શરણ્યનું અનુચિંતન કરવું.

શ્રેયો નઃપરવિંદ લોચન મનઃ કાન્તા પ્રસાદાહતે; સંસૃત્યાક્ષર વૈષ્ણવા ધ્વંસુ નૃણાં સંભાવ્યતેકિંચિત્ (ચતુઃશ્લોકી) અરવિંદ લોચનની મનઃ કાંતાના પ્રસાદ વિના સંસારમુક્તિ–પરમપદ માર્ગમાં જવું, મનુષ્યને સંભવિત નથી.

ઇચ્છાદિથી, કૃપામયી, શ્રીદેવી, ઇશ્વરીશક્તિ, કૃપાથી શ્રીમન્નારાયણ શરણ થવાય છે.

## તે તેજ સ્વરૂપી અભિન્ન હોવાથી

એ શ્રીદેવી, સર્વથી શ્રેષ્ટતમ, શ્રેયસ્સ્પ્રદ, દયામયી શ્રીમન્નારાયણના અભિમત, અનુરૂપ સ્વરૂપ, રૂપ, ગુણ, વિનય, ઐશ્વર્ય, શીલ આદી અનવધિક અસંખ્ય કલ્યાણ ગુણગણવાળી છે, અને સૂર્ય, પ્રભા, મણિ કાંન્તિ સદશ અભિન્ન છે. તેમ સર્વ ચેતન અચેતન બધ્ધોની સ્વાભાવિક માતા છે.

## શ્રી વિશ્વસમૃદ્ધિ તેમાના છે, ઉપાય પૂર્ણ કરાવી અભય કરે છે.

એજ પ્રકૃતિ સમષ્ટિ વ્યષ્ટિ સ્વરૂપે સર્વત્ર તેમનીજ સ્મૃદ્ધિ છે શ્રેય અશ્રેય તેમની સંપતિથીજ દેખાય છે. સર્વ પાપ સમુદભવે પાયશ્ચિત સંગેતુ મામેકાં દેવ દેવસ્ય મહિષીં શરણં વ્રજેત. સર્વ પાપ સમુદભવ હોય અને પ્રાયશ્ચિત પ્રસંગ આવી પડે તો દેવના દેવની દિવ્ય મહિર્ષી પટરાણી તેમનો આશ્રય કરવો તે રક્ષણ કરશે. અર્થાત તેયશ વિદ્યા, મહાવિદ્યા ગુહ્ય વિદ્યાચ શોભને, આત્મવિદ્યાચ દેવિત્વં વિમુક્તિં ફલદાયિની, એવી સર્વ વિદ્યાની જીવન અને મુક્તકર ફળ આપવાવાળી કહી છે તે જ્ઞાન શ્રધ્ધા, ત્વરા, સર્વ, અંગ પૂર્વક ઉપાય પૂર્ણ કરાવે છે.

## એજ હેતુથી માતૃ કૃપાદષ્ટિ એોથ ચાહનાર બાળકો એ ધર્યાંથો

હમો સંસાર બંધનથી છુટી ઉભયની અર્થાત શ્રીમન્નારાયણની સંન્નીધી સેવા કૈંકર્ય કરવા યોગ્ય થઇએ, એજ આકાંક્ષા નામ રૂપ

ગુણુ આદી તેમનેજ માટે અમારાં શ્રેય માટે ધરનાર પૂર્ણ કેમ ન કરીયે ? માતૃ પીતાની સંનીધી સેવા સ્મૃધ્ધિની અભિવૃદ્ધિ વાસ્તે જે બાળક કૃપા ચાહે તો તે કેમ આપવાને વીલંબ કરશે ? શું પોતાના બાળકનો સંયોગ નિરંતર માતા પીતા કેમ ન ચહે ઇત્યાદીથી પૂર્ણ પ્રતીતી છે તેમ બાળકનો પરમ ધર્મ પણ છે નારાયણુત્મિકાંદેવીં શ્રિયં ત્રૈલોકય માતરમ, ભજમાનો મહાભાગ પરમો ધર્મ ઉંચ્યતે.

( પીતૃ ) નારાયણ શરણુ વરશે, અને પરમ પુરૂષાર્થ ફળ પ્રાપ્ત કરશે.

એજ પરમ ધર્મથી માતૃદેવો ભવ. માતૃ શરણથી કૃપાદ્દષ્ટી ઓથ વડે પીતૃ ( શ્રીમન્નારાયણ ) ચરણ શરણુ થતાં કૃપા પ્રસાદ પરમ પુરૂષાર્થ ( નિત્ય સંનીધી કૈંકર્ય ઇત્યાદી પરમ પ્રાપ્તી ) મોક્ષ ફળ મેળવાશે એજ સપ્રમાણુ શાસ્ત્રોક્ત ગુહ્યત્તમ મંત્રાર્થને પ્રકટ કરનાર ગ્રંથ છે તે સર્વને ફળદાયી થવા तत्सद् ब्रह्मार्पण मस्तु.

---

हरीः ॐ तत्सत्

## ॥ श्री शरणागति गद्यम ॥

### ( મંત્રાર્થ નીરૂપણ )

श्री भगवन्नारायणा भिमतानुरूप स्वरूप ॥ रूप गुण विभवैश्वर्य शीलाद्य नवधिकांति ॥ शया संख्येय कल्याण गुणगणां पद्म वनालयां भगवतीं श्रियंदेवीं-नित्या नपायिनी निरवद्यां देवदेव दिव्यमहिषीम् अखिलज जन्मातरम् अस्मन्मातरम् अशरण शरण्याम् अनन्य शरण शरण महं प्रपद्ये ।

શ્રી ભગવાન નારાયણના અભિમત અને અનુરૂપ, જેનાં સ્વરૂપ, રૂપ, ગુણ વિભવ, ઐશ્વર્યશીલ આદિ છે. અને જે અનવધિક અતિશય અસંખ્યેય કલ્યાણ ગુણ ગણવાળી છે. પદ્મ વન જેમનું ઘર છે. એવી ભગવતી શ્રી દેવી નિત્ય સંગે રહેવાવાળી નિર્દોષ, દેવના દેવની દીવ્યપટરાણી સર્વ જગતની માતા હમારી માતુશ્રી અશરણોની શરણ્ય અનન્ય શરણ એવો હું તારે શરણ આવું છું.

**स्पष्टार्थ विवरण ॥**

**ભગવન્નારાયણાભિમતાનુરૂપ** ભગવાન નારાયણના અભિમત અને અનુરૂપ ભગવાન ષડૈશ્વર્ય (સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય) સંપન્ન સર્વેશ્વર એમનું પ્રસીધ્ધ નામ નારાયણ છે. (નાર નામ જડચેતન જગત તેના અયન નામ આધાર જેમાં જગત રહ્યુ છે તે, અથવા નાર જેનું અયન ઘર છે) એજ વિષ્ણુ વાસુદેવ (જે ચર અચરમાં રહ્યા છે. સચરાચર વ્યાપક છે. એથી વિષ્ણુ વાસુદેવ કહે છે) અને એનેજ પુરૂષોત્તમ (જેનો ખાસ આકાર પણ છે. તે તેથી પુરૂષોત્તમ) કહેવાય છે. તેને **અભિમત**=મનપ્રસંદ અને **અનુરૂપ**=જેવી યોગ્ય જોઇએ તેવી મહાદેવી પૂર્ણ લાયક છે.

મનપસંદ છે તો સીક્કારસ ચાલશેજ અને યોગ્ય છે તો યોગ્ય સમય પર યોગ્યજ કહેશે. ઉભય શબ્દથી અર્થ સિધ્ધિમાં અવશ્ય સંદેહજ નથી અનુકુળ સમયપર યોગ્ય બનાવીને પ્રભુની અભિમુખ હમને કરશે અથવા અમો અભિમુખ હોઇ શકીએ એવો યોગ કરશે શ્રુતી કહે છે **श्रियं लोके देवजुष्टं मुदारम्**—દેવની સાથે મળેલી એવી-શ્રી લોકમાં ઉદાર છે.-કેવી મળેલી છે? **भास्करेण**

प्रभा यथा–જેવી સૂર્યની સાથે પ્રભા તેવી તે સદા સ્વામી સહ રહેલી છે. તેથીજ જ્યારે ચાહે ત્યારે તે કહી શકે એમ છે. વળી તે प्राणेभ्यो पिगरीयसि પ્રાણથી પણ અધિક છે. તેથીજ તેમનું કહેલું સધ સંમત હોય છે. તે अभिमत અને अनुरूप છે તે કેટલા પ્રકારથી છે તે કહે છે.

स्वरूप रूप गुण विभवश्वैश्वर्य शीलाद्य

સ્વરૂપ–રૂપ–ગુણ, વિભવ, શિલ, આદી ઐશ્વર્યે કરીને પહેલા સ્વરૂપે તે અભિમત અને અનુરૂપ એવી રીતે છે કે જેવા જ્ઞાનાનંદાત્મક નારાયણ છે. તેવાજ સ્વરૂપથી જ્ઞાન આનંદાત્મક શ્રીજી પણ છે. જ્યાં પ્રભુ ત્યાં સાથે તે રહે છે. (अनन्याहिमयासीता) છે. રૂપે પ્રભુ અપાર સ્વરૂપ છે–તેવીજ શ્રીજી પણ છે. પ્રભુ સાકાર છે ત્યાં તે પણ સાકાર છે. અને ત્યારે પણ અભિમત અને અનુરૂપ એવા રૂપવાલા જેમ "ગગનની સાથે કંચન" ધનની સાથે વિધુત છે. તેમ રૂપમાં અભિવૃધ્ધિ કરનાર શ્રીજી છે. ગુણ વિભવ ઐશ્વર્ય આદી પણ એવાંજ અભિમત અને અનુરૂપ છે. तुल्य शील वयो वृत्तो तुल्याभिजन लक्षणाम्–શીલ, વય, વૃત્ત, અભિજન લક્ષણ સર્વ ઉભયનાં તુલ્ય–બરોબર છે. જેમ राघवोर्हति वैदेति तंचाय मसितेक्षणा–રાઘવ રામને યોગ્ય વૈદેહિ સીતા છે તેમ તે કમળનયની કે યોગ્ય નારાયણ છે.

परस्परस्य सदृशो प्रमाणेंगित चेष्टिते–પરસ્પર પ્રમાણ ઇંગીત ચેષ્ટાવડે પણ સદ્રશ બે–તુલ્ય–સદ્રશ કહેવાથી પરસ્પર યથાયોગ્ય અભિવર્ધક જેવા કહ્યા છે घन कनक द्युति ग़ुव दशामपि मुग्ध दशाम्–શ્રીપતિની દ્યુતિ તેજ ધન (ગગન) સરીખું અને

શ્રીજી કનક (સુવર્ણ) સરખાં છે. ધનની સાથ કનકજ ઉચિત છે. અને કનક સાથ ધન પણ યોગ્ય છે. ઉભયની શોભામાં પરસ્પર સંગ હોવાથી-સંમેલનથી અભિવૃધ્ધિ હોય છે અર્થાત્ વિશેષતા રૂપ દેખાય છે

પ્રભુ યૂવાન પચીશ વર્ષના જેવા, અને શ્રી સોળ વર્ષ જેવા આકારમાં છે. એ ઉભયની વયતુલ્ય ઉભયને વાસ્તે છે અર્થાત્ ઉભય મલવાથી એકત્વ શ્રેષ્ટત્વ વધે છે. તેથીજ કહ્યું છે કે શ્રીજીના સ્વરૂપ, રૂપ, ગુણ, વિભવ, શીલ, ઐશ્વર્ય આદી નારાયણ સ્વામી કે અભિમત અને અનુરૂપ છે.

**अनवधिक अतिशय असंख्येय कल्याण गुण गणां**

જેમ પતિ નારાયણ અસંખ્યેય કલ્યાણ ગુણગણ છે-न ते **वर्णयितुं शक्ता गुणान् जीव्हापि वेधसः** બ્રહ્મા પણ પોતાની જીવ્હાએ કરીને આપના ગુણોનું વર્ણન કરી શકતા નથી. એવાજ શ્રીજીના ગુણઆદિનું સમજવું 'પ્રભાથીજ સૂર્યની વડાઇ છે' અને સૂર્ય તે પ્રભા છે **अप्रमेयहित तेजो यस्यसाजन कात्मता** જેમના આ જાનકી છે તેનું તેજ અપ્રમેય હોવુંજ જોઇએ કેમકે જાનકીનું પણ તેજ તેવું છે એજ મુજબ શ્રી નારાયણના જેનો અંત નથી તે અનવધિક અતિશય વિશેષ ઘણાંજ અસંખ્યેય જેની સંખ્યાજ કહેવાય નહીં. એવા કલ્યાણ ગુણના સમુહ ગણવાળી છે.

**पद्म वनालयां**—પદ્મ (કમળ) વન જેમનું આ લય ઘર છે. **श्रुति पद्मे स्थितां पद्म वर्णाम्** પદ્મમાં રહેનાર અને પદ્મના વર્ણવાલી માતાના કુક્ષમાં પણ નહીં રહેલી જેમ દેવદેવ સર્વેશ્વરને પીતા નહિં. તેવી રીતે દેવ દેવી દિવ્ય મહિષીકો માતા

પીતા નહિં એવી અર્થાત સ્વેચ્છાથી પોતાની ઇચ્છાથી ચાહે ત્યાં રૂપ દર્શાવનારી પ્રકટ થતા હોય છે. (શ્રી કોઇવાર કમલથી પ્રગટે છે ત્યારે તેથી કમળા પણ કહેવાય છે) તે કમળ વર્ણું કહેવાથી સુંદર મનોહારી મન હરનારી રંગત અને સુગંધ યુક્ત છે. અર્થાત સુવર્ણ અને સુગંધ ઉભય સાથેજ છે. साहं वैपंकजे जाता सूर्यरश्मी प्रबोधिते ॥ भूत्यर्थं सर्वभूतानां पद्मा श्री वनमालया ॥ ઇંદ્રની સાથે સંલાપ થતાં પોતે કહ્યું છે કે, સર્વ ભૂતોનાં ઇજીવનાર્થે પોતે કમળમાંથી પ્રગટ થયાં અવતાર લીધો, એવી પદમા વનમાળા ધારણ કરનાર મંગળ નીધી સર્વને શ્રેયકારી પણ છે.

**ભગવતી**—પતિ ભગવાન ષડૈશ્વર્યયુકત તેજ ગુણયુકત પોતે સ્ત્રી જાતિ રૂપ માટે એક સ્વરૂપત્વ ભગવતી છે.

**શ્રીયંદેવી**—શ્રિયં—આ એમનું અસાધારણ મુખ્ય ખાસ નામ છે જેવું નૃસ્વરૂપે પતિ નામ નારાયણ છે અને નારાયણ શબ્દથી બહુજ અર્થ થાય છે. તેમ શ્રી શબ્દ સ્ત્રી સ્વરૂપ શકિત નામ છે. અને એ શબ્દથી ઘણાં અર્થ થાય છે. शृणाति निखिलान्दोषान् श्रीणाति च गुणैर्जगत् ॥ श्रितेते चाखिले नित्यं श्रयते च परंपदम् ॥ श्रयंति श्रीयमाणं च शृणंती शृण्वतीमपि ॥ એ પ્રકારે વ્યાકરણથી કેટલાક ધાતુથી શ્રી શબ્દના રૂપ સિધ્ધ થાય છે જેટલા અર્થ હોય છે તેટલા ગુણ સર્વ તેમાં છે તે સત્ય અને સુપ્રસીધ્ધ પણ છે. અખિલ દોષોને દુર કરે છે. સકલ જગતમાં મંગળ ભરે છે. સર્વને આશ્રય આપે છે. પરમ પદ ભાગી બનાવે છે. સર્વનું સાંભળે છે. તે સર્વ સ્વામીનારાયણને સંભળાવે છે. શ્રીપદની નિરૂક્તિનો વિચાર કરીએ. તો તે નામ ધારી હમારે

વાસ્તે બસ છે કારણ તે એકથીજ હમારા સર્વ અર્થ પૂર્ણ થાય એમ છે. પ્રથમ હમો આશ્રિતના દોષોને દુર કરે છે પછીથી પ્રાપ્ય પ્રભુમાં રૂચી ઉત્પન્ન કરાવે છે પછી સાધક ઉપાયમાં દઢનિશ્ચય કરાવે છે. અર્થાત ઉપાય પૂર્ણ કરાવે છે અને પછી काछ પતિ નારાયણનો પ્રસાદ મેળવે છે અર્થાત ફળ પણ અપાવે છે.

તેમણે નામ રૂપ ધારવાનું પ્રયોજન એજ પરાર્થ નીમિત્ત હમારેજ વાસ્તેજ છે એજ સત્ય ઠરે છે. કારણ કર્મકૃત માટે અવતાર તો નથીજ.

**देवी**—દેવ નારાયણ ક્રીડા કરે તો તેને અનુકુળ આકૃતિ ગુણ કૃતિવાલી પોતે છે. શ્રુતિ પણ કહે છે **श्रियंदेविमुपह्वये** પુરાણમાં પણ કહ્યું છે કે–**क्रीडार्थं भवतीर्णस्य** આ નામ રૂપનો બીજો હેતુ પતિ પ્રિત્યર્થ હોવાથી પણ પરાર્થજ ઠરે છે.

ઇતિહાસમાં કથા છે કે–**पश्यतां सर्वदेवानां ययौवृक्षस्थले हरेः**–સર્વ દેવ દેખતાં શ્રીહરીના વૃક્ષસ્થળમાં તે સીધાવી અનેક રૂપમાંથી એક રૂપ એક અવતારનોજ આ પ્રસંગ છે–સ્વામીના રૂપની સાથે રૂપ ધરતી નિત્ય રૂપોની સાથ નિત્ય રહે છે. માટેજ આગળ કહ્યું છે કે—

**नित्यान पायिनी**—નિરંતર સાથે રહેનાર જેમ કહ્યું છે કે **श्रीवत्स वृक्षानित्यश्री** ભગવાનના વૃક્ષ સ્થળમાં બે વસ્તુ નિત્ય રહે છે. એક **श्रीवत्स** અને કીર્તિય **श्री नित्यैवेषा जगन् माता विष्णोः श्रीरन पायिनी** તે નિત્ય જગની માતા વિષ્ણુની અન પાયિની છે. એથીજ તે વિષ્ણું નારાયણને સદા શ્રીનારાયણ કહેવા વિશેષ ઉચિત છે. કેમકે તે શ્રીવીના કદી પણ પૃથકજ નથી હોતા.

**निरवद्य**—નિર્દોષ સાધારણ સ્ત્રીજાતિને ચંચલ ક્રુર, અસત્યવાદી પ્રપંચી આદી જે દોષ દેવામાં આવે છે. તેમાંનો એક પણ આમાં નથીજ. **इयंतुभवतो भार्यादोषैरेतैर्विवर्जिता** આ તમારી ભાર્યા તો એ સર્વ દોષોથી રહિતજ છે. શ્રીજાનકી મહાસમર્થ છતાં પણ શત્રુ રાવણ પ્રતિ પણ કેવી રીતે કહે છે. **असंदेशात्तु रामस्य तपसश्चानुपालनात् नत्वां कुर्मि दशग्रीव भस्म भस्मार्ह तेजसा** રામની આજ્ઞા નથી અને હું તપનું પાલન કરૂં છું. તેથીજ હે રાવણ! ભસ્મ કરવાને તું યોગ્ય છતાં હું મારા તેજથી તને ભસ્મ કરતી નથી. દેવી એ કોપ કરે છે. શ્રીજી અતિ અપ્રસન્ને ઉપેક્ષા કરે છે. અર્થાત્ પોતાની દ્રષ્ટી તેના ઉપરથી ઉઠાવી લેય છે તેનું શું પરિણામ આવે છે તે ઇંદ્રએ કહ્યું છે—

**त्वयादेवि परित्यक्तं सकलभुवनत्रयं विनष्टप्रायमभवत् त्वयेदानीं समेधितम्।** હે દેવિ!!! તમોએ તજી દીધાં એવા સકલ ત્રિભુવન નષ્ઠ પ્રાય થઇ રહ્યાં છે. તે હમણાંજ ઠીક થયાં છે એવી તે; કોપ તો નથી કરતી બહુ તો ઉપેક્ષાજ કરે છે.

ત્યાગ દોષ કરવા વાલા પ્રિત પણ નિર્દોષ છે.

( તોજ હમો શરણાગતોને તેમનું શરણ વરણ કરવું, અધીક અનુકુલરૂપ છે. ) તે નિર્દોષ રહે, પણ એથી નિર્માલ્ય તો નથીજ—અહીંઆજ કહ્યું છે કે જેવી નજર હઠી તે નષ્ટપ્રાય થયા—અને થઈ કે તરતજ આબાદ મંગળરૂપ થાય છે.

**देव देव दिव्य महीषी**—દેવોનાદેવ—સર્વેશ્વર—સર્વના ઇશ્વર જેનો બીજો ઇશ્વરજ નહિં—તેમની દિવ્ય મહારાણી પટરાણી તે પ્રાકૃત

નહિં–રાણુઓના હિસાબથી **બ્રહ્માણી રૂદ્રાણી** કેટલી મહત્ વાત છે. પરંતુ આતો દિવ્ય અને પ્રભુની શક્તિમાં મહિષી ઉભય વિભુતિ નાયકની મુખ્ય સહચરી તેમની શક્તિ **अनंत नाम ध्येयाय शक्ति चक्रस्य नायिका** પત્ની તેજ આ પ્રકારે શક્તિજ સમજવાની છે. **कृताभिषेका** દેવોએ મહારાણી પદ પર અભિષેક પણ કર્યો છે એથી પણ **महिषो** ઠીક કરે છે.

**अखिल जगन्मातरम्**—સકલ જગતની વિશ્વની માતા છે. અર્થાત સર્વની માતા છે. દેવોએ પણ કહેલું છે કે **नमामि सर्व लोकानां जननी मब्धि संभयाम्॥** त्वंमाता सर्व लोकानां આ ચતુર્મુખ બ્રહ્મા આદીના પણ વચનો છે. સર્વની સમાન માતા તેથીજ અહીં સર્વ લોકની માતા કહી છે.

શ્રુતિમાં પણ **निज देवीं मातरम्** કરીને કહ્યું છે. જેમ નારાયણ પીતા તેવાંજ શ્રીજી માતા છે. ( રાવણ જેવા અપરાધીનાં ઉપર પણ માતાએ કૃપા કરીને બોધ દીધો છે. શ્રી રામસ્વામીનું શરણ વરણ કરી માતૃ કુદૃષ્ટી પાપથી બચ. **विदित सहिधर्मज्ञ शरणागत वत्सल॥** તે ધર્મના જ્ઞાતા શરણાગતના વત્સલ છે **प्रसादयस्त्वं चैनम्।** તું તેને પ્રસન્ન કરી લે જેણે શત્રુ પ્રતિ પણ પુત્ર ભાવ દર્શાવે છે તો હમો પુત્ર ભાવથી એમના દ્વારા નારાયણ શરણ ચાહીયે તો કેમ સહાય ન કરે ?

**नारायणात्मिकां देवी, श्रीयं त्रैलोक्य मातरत्॥ भज-मानो महाभाग परमोधर्म उच्यते॥** શ્રીજીનું સેવન ભજન તે પરમ ધર્મ કહ્યો છે.

अस्मन्मातरम्—જગતમાં વિશ્વમાં અમો પણ છીએ તો હમારી પણ માતા કેમ નહિ? અર્થાત્ હમારી પણ માતા છે હમારે એજ સ્તન્યપાનુંજ પ્રયોજન છે. તેમની વત્સલતાજ હમોને અભય પદ આપનારીજ છે એ વીના હમોને સત્ય ઓથ બીજી નથીજ કારણ હમો સર્વમાં અસમર્થ હતપ્રાય છીયે, માટે હમારી માતા આ શબ્દ હમારે માટે શાંતિરૂપજ છે.

अशरण्य शरण्याम्—અશરણ્યોની શરણ્ય જેને શરણ રાખનાર કોઇ નથી તેને શરણ્ય રૂપ શ્રીમાતા છે. શ્રીભગવાનનો ભય લાગે, તો માતાની વાત્સલ્યતાથી બાળક બચી જાય છે. મોક્ષ ઉપાયોમાં બીજું કોઇ શરણ્ય નથિ હોઇ શકતું પણ શ્રીજી બને છે. ( રાઘવથી જ્યારે રાક્ષસોને રાવણ વધ પછી ભય થયો. ત્યારે સીતાનું પ્રણિપાત સહ શરણ સ્વીકારતાં તેઓ મહાભયથી બચ્યા. ) યાચના કરતાં તેઓ સ્વામીથી ક્ષમા કરાવી શકે છે. (રાવણ આજ્ઞાનુસાર સીતાની રક્ષક રાક્ષસીનો અત્યાચાર હનુમાને પ્રત્યક્ષ જોયેલો જ્યારે રાવણનો સંહાર થયો અને શ્રી રામનો વિજય સમાચાર હનુમાન કહેવા સીતા પાસે આવ્યા, ત્યારે તે રાક્ષસીઓને શીક્ષા કરવાની માગણી હનુમાને કરી ત્યારે એ આજ્ઞા ધારક બીચારીઓનો એમાં શું અપરાધ એમ કહી દુઃખ દેનારીઓ ઉપર પણ દયાદૃષ્ટી કરી અને અશરણોના પણ શરણ્ય કહેવાયાં )

अनन्य शरण—જેને અન્ય શરણ નથી. એવું કોણ છે કે કોણ સમર્થ છે કે જે ભગવત અપરાધથી બચાવે અને હમારામાં એવી કઇ શક્તિ છે કે તેના ફ્લોનો ભોગ છુટે.

શરણ શબ્દનાં બહુજ અર્થ છે. उपाय गृहरक्षितो शरणः शरण मित्ययम् ઉપાય ઘર રક્ષક એ સર્વ તેના અર્થ હોય છે. અહીંયા उपाय અર્થ કરવાનો છે. અને હમારે વાસ્તે શ્રીજી ઉપાય છે.

शरणमहं प्रपद्ये—(એથીજ) હમો શરણ થઇએ છીયે. હમોએ હમારા રક્ષણનો ભાર આપણા ઉપર ધાર્યો છે. જેથી જે કરવાનું હમારે વાસ્તે ઉચીત હોય. તે આપ કરી કરાવીને હમારૂં ભાગ્ય યોગ્ય બનાવે એવું અમો દ્દઢ માનીએ છીએ. એનું નામ प्रपन्नका शरणागती છે.

सर्व कामप्रदारम्या, संसारार्णव तारीणीम्। क्षिप्रप्रसाविनीं लक्ष्मी शरण्या मनुचिंतयेत् ॥ સર્વ કામ પૂરણ કરનારી રમ્ય સદ્ય કૃપા કટાક્ષથી સંસાર સાગરની તારક શ્રીજીનું શરણપનું અનુચિંતવન કરવું એ સ્વાંયભુવચન છે. ( ચતુ શ્લોકી ) અરવિંદ લોચનની મનઃ કાંતાના પ્રસાદ વિના સંસાર મુક્તિ વા પરમ પદના માર્ગમાં જવું મનુષ્યને સંભવિત નથી.

એજ કારણથી સંસાર સાગર તરવાને ( કર્મ યોગ ભક્તિ જ્ઞાન આદિમાં ) અશક્ત એવો ( બાળક ) શ્રીજી ( માતૃના વાત્સલ્ય પ્રેમ વડે ) કૃપા દૃષ્ટીથી શ્રી નારાયણ (પીતાનો) કૃપા પ્રસાદ ફળ પામીપૂર્ણથી (પર ભક્તિ, પરમ ભક્તિ, પરમ જ્ઞાન,નિત્ય કૈંકર્ય આદી) પરીપૂર્ણ બને એજ અભિલાષાની જીજ્ઞાસા નીવેદન કરવી ( કરે છે ) તે ફળ સ્વરૂપ નિત્ય કૈંકર્ય—



## फ़ळ स्वरूप नित्य कैंकर्य शरणागती.

पारमार्थिक भगवच्चरणारविंद युगलैकांति कात्यांतिक परभक्ति परज्ञान परम भक्तिकृत परिपुर्ण" अनवरत नित्य विशद्तमानन्य प्रयोजना नवधिकातिशय प्रिय भगवदनुभव जनिता नवधिकातिशय प्रीतिकारिता शेषावस्थो चिताशेष शेषतैकरतिरूप नित्य कैंकर्थ प्राप्त पेक्षया—पारमार्थिकी भगवच्चरणारविंद शरणागति यथावस्थिता अविरता स्तुमे.

અર્થ—પારમાર્થિક ભગવાનના જે ચરણ યુગલ છે. તેમની એકાંતિક અને આત્યંતિક જે પરભક્તિ અને પરજ્ઞાન અને પરમ ભક્તિ હોય એનાથી બને તેવી (કયી) પરિપૂર્ણ અનવરત નિત્ય વિશદતમ અનન્ય પ્રયોજન એવી અને અનવધિક અતિશય એવી પ્રીતિ એનાંથી કરાય (થઇ શકે તેવા અશેષ અવસ્થાને ઉચિત, અને અશેષ શેષતાની એક રતિરૂપ જે નિત્ય કૈંકર્ય એજ પ્રાપ્ત હોય એવી અપેક્ષા હોવાથી (હોવાને લીધે) પારમાર્થીકી ભગવાનના ચર્ણાવિંદની શરણાગતિ યથાવસ્થિત પ્રાપ્તિ મને હોય—

સ્પષ્ટાર્થ—તાત્પર્ય જુવે તો ભગવાનના ચરણની પરમભક્તિ પ્રાપ્ત થાય તો ભગવદનુભવ હોય અને તેથી પ્રીતિ હોય. એજ પ્રીતિ કરાવે એવા નિત્ય કૈંકર્યની પ્રાપ્તિ હોય એજ અભિલાષા છે.—એ તો નિત્ય લોકમાંજ મળી શકે પણ તેને માટે અહીં ઉપાય કરવાનો છે. તે કયો ? તેજ હવે કહેવાશે પણ"

અહીંઆ વીશેષણ લગાવીને ફળ નિરૂપણ કર્યું છે. તેનોજ સાર અહીંઆ લખીએ છીએ.

भक्ति, प्रीति, अनुभव અને कैंकर्य એ ચાર ખાસ વાત છે. એનેજ વિશેષણ લગાવ્યાં છે સર્વ શબ્દના અધીક અર્થ સમજવાને યોગ્ય પણ છે—

पारमार्थिक—ભગવાનના ચરણાવિંદને આ વિશેષણ લગાડેલું છે સર્વેશ્વરનો આકાર ઔપાધિક નથી વાસ્તવિક सत्य છે તેવાજ તેમના ચરણ પણ સત્ય છે. સર્વદા છે તેથીજ તેની નિત્ય સેવા બની શકે છે. પરમ અર્થવાલા પરમ ભોગ્યરૂપ આ બીજો અર્થ પણ છે. ફળ માત્રથી શ્રેષ્ઠ એ છે. તેથીજ ભોગવવાને એવી પ્રીતિ હોવી આવશ્યક છે જેથી કરીને તે સંપૂર્ણ સ્વાદમય લાગે એજ સ્વાદ ઉત્પન્ન હોવાને પ્રથમ परभक्ति માગી છે.

भगवच्चरणारविंद—ભગવાનના ચરણ કમલ, ભગવાન હેય-ગુણ રહિત ષડૈશ્વર્ય સંપન્ન સદા નિર્દોષ અને એવા સમર્થ ગુણવાન એમના ચરણ જેને અરવિંદ કમળ કહ્યા છે. (વનવાસ સમય સંગે રહીને દીવ્ય દંપતીની સેવા ચહી પણ સ્વામીએ સ્વીકારવા શ્રી લક્ષ્મણ કુમારને ના કહી, ત્યારે એજ ઉપાય કર્યો કે યુગલ ચરણોમાં પડ્યા અર્થાત તેની શરણાગતિ કરી सभ्रातु श्चरणौगाढ અને આજ્ઞા સફળ થઇ ભરત સૂરીએ પણ એ પાદ સેવાનો મનોરથ કરી यावन्न चरणौ प्राप्त શાંતિ મેળવી) શ્રી માર્કંડેય મુનીએ માયાદર્શન પ્રસંગે વટપત્રશાયી કોમળ બાળસ્વરૂપના ચરણોમાં વૃતિને રોકીને કહ્યું છે કે तस्यताम्रतलौतात चरणौ सुप्रतिष्ठितौ प्रयत्नेन मया मुर्ध्ना गृहित्वाभिवंदितौ। જેના સુપ્રતિષ્ઠિત લાલ તલ-

વાલા ચરણોને મેં પ્રયત્ન કરીને શીર્ષ પર ધરીને નમન કર્યું. તેના દર્શનથી એવી પ્રીતિ ઉત્પન્ન થઇ કે એની સેવા કર્યા વીના રહી શકાયું નહીં. એવા ભોગ્યરૂપ ભગવાન ચરણ કમળ.

युगल—એક નહિ પણ બન્ને એકથીજ ચિત્ત પ્રસન્ન થઇ જાય છે તો અહીંઆ બીજાનો સંગ પ્રથમના જેવો કેમ નહિ હોય? હોયજ

एकांतिक—એના બીજા પ્રયોજનને નહિં પણ તેમાં લાગી-રહેવાની ઇચ્છા તે કેવી.

आत्यांतिक—પરિપૂર્ણ ભાવથી ભાવની અંતસીમા પર્યંત બીજામાં વૃતિ જાયજ નહિં એવી.

परभक्ति—ઉત્તરોત્તર સાક્ષાત્કાર કરવાની ઇચ્છા રૂપ બુદ્ધિ, કયારે મળે? કયારે દેખું. याप्रीतिरविवेकानाम આદિ વચનાનુસાર જેવી અવિવેકીની વિષયોમાં પ્રીતિ બની છે તેવી અતૂટ લગની બની રહે લાગી રહે અને એનાથી જે પ્રગટે છે તે.

પરજ્ઞાન—ઉત્તરોત્તર સાક્ષાત્કાર પ્રભુના સ્વરૂપ રૂપ ગુણ આદિ અનંત છે. તેનો સાક્ષાત્કાર થવા લાગે અને તેથી તૃપ્તી હોય છે કેવી? તે તો અપરમિત છે ઉત્તરોત્તર અધિક અનુભવથી સમજાય છે.

પરમભકિત કૃત—અને ત્યાં ત્યાં તેમાં પ્રીતિ વધતી જાય છે. આ અનુભવ બન્યો રહે વૃદ્ધી થતો જાય એવી તે ઇચ્છા હોય તેજ પરમ ભકિત છે. અને એ ઇચ્છા પૂર્ણ હોય છે. અનુભવ વધતો જઇ સદા તાદ્રશ બન્યો રહે છે. એ અનુભવ નિત્ય મુક્તોનો છે. તે સર્વદા સર્વથા અનુકુળ અને ઇષ્ટતમ છે. અને એની

તૃપ્તી હોતી નથી, કેમકે તે અનંત સ્વરૂપ અને ગુણવાન હોવાથી. તેમ પ્રતિક્ષણ ન્યૂતન અપૂર્વ અનુભવ મળતોજ જાય છે. એટલુંજ નહિં પણ તે ઉત્તરોત્તર અધિકાધિક આનંદનો દેવાવાળો હોય છે.

ક્યાં સુધી–અને કેટલો ? તેનો એજ ઉત્તર છે કે–અનંત કાળ પર્યંત, અનંત પ્રકારનો–તેમ પ્રત્યેક પ્રકાર પણ અનંતજ. તેથીજ તેને परमफल કહેવાય છે. परमब्रह्मनी પ્રાપ્તિ તેજ પૂર્ણ પૂર્તીજ છે, પછી ત્યાંથી અપુનરાવૃત્તિ છે. કેમકે એનાથી ઉપર બીજી કોઇ ઇચ્છા નથી હોતી. "ब्रह्मविदाप्नोतिपरम" એ અંત શ્રુતિ છે.

યોગ જન્ય અનુભવ અહીંઆ પણ હોય છે. પરમ યોગી એમાં સેંકડો વર્ષ લાગ્યાજ રહે છે. તે અંત પણ અનંતજ છે.

शंका प्रश्न—એટલું મોટું ફળ તે માત્ર શરણાગતિ કરવાથી મળે છે ?

શ્રી ગીતામાં, કર્મયોગ, જ્ઞાનયોગ, આત્મસાક્ષાત્કાર, પરભક્તિ, પરમજ્ઞાન ઇત્યાદિ ક્રમ કહ્યો છે. એથીજ પરમ અનુભવ હોય છે. તો તેમાંથી તજીને કેવળ શરણાગતિજ કરવાથી શું ફળ પ્રાપ્ત હોઇ શકે છે ?

समाधान—શાસ્ત્રમાં બે ક્રમ–બે ઉપાય, એકજ ફળને માટે કહ્યા છે. એ શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત સત્ય છે, એમાં અમો કરીએ અને પ્રભુ કરે એજ તફાવત છે.

श्वेताश्वतर માં "योब्रह्माणंम" થી લઇને मुमुक्षुर्वै शरण मई प्रपद्ये" કરીને શ્રુતિ પણ પોતે અનુષ્ઠાન કરી બતાવે છે. અને એ શરણાગતિ બ્રહ્માએ પણ કરી છે.

મુમુક્ષુઓને માટે અહિર્બુધ્ન્ય સંહિતામાં કહ્યું છે કે શરણં-ત્વાંપ્રપન્નાયે ધ્યાનયોગ વિવર્જિતા તે પિમૃત્યુ મતિક્રમ્ય યાંતિત દ્વૈષ્ણવં પદમ્. જે ધ્યાન યોગ હિન રહેનારા (ધ્યાન યોગા-દીમાં અસમર્થ) આપના શરણ પ્રપન્ન આવે છે. તે પણ મૃત્યુને તરીને વિષ્નુના પરમપદને પ્રાપ્ત હોય છે.

ફલ એકજ છે, શરણાગતિ વ્યાસનું મોટું માહાત્મ્ય શાસ્ત્રમાં પણ કહેલું છે. જેથી સર્વ ફળને વાસ્તે એ ઉપાય બસ હોય છે.

યદ્યેનકામકામેનનસાધ્યં સાધનાં તરે મુમુક્ષુણાં યત્સાંખ્યે ન યોગેન નચ ભક્તિતઃ પ્રાપ્યતે પરમંધામ યતોના વર્ત તે યતિઃ તેન તેનાપ્યતે તત્તન્યાસે નૈવ મહામુને પરમાત્માચ તે નૈવ પ્રાપ્યતે પુરૂષોતમઃ જે કામના વાલાના કામ બીજા સાધનોથી નથી સંધાતા અને જે મુમુક્ષુઓનું પરમધામ જહાંથી યતિ પાછા નથી ફરતાં તે અને જે સાંખ્ય યોગ અને ભક્તિ કરીને નથી પ્રાપ્ત થતું તે હે મહામુની!! વ્યાસ શરણાગતિથી તેને મળે છે અને પરમાત્મા પુરૂસોત્તમ પણ એથી કરીને પ્રાપ્ત હોય છે.

शरणागति एटले शुं? अहमस्म्य पराधानां मालयो-किंचनोगतिः॥ त्वमेवोपाय भुतोमे भवेति प्रार्थना मतिः॥ शरणागति रित्युक्ता सादेवे स्मिन्प्रयुज्यताम्॥ तस्यानुबंधा पाप्मान सर्वेनस्यंति तत्क्षणात् હું અપરાધોનું ઘર છું. અને અકિંચન થઇને અગતિ છું એથીજ આપજ મારા ઉપાય બનો એવી પ્રાર્થના વાલી મતીને શરણાગતિ કહે છે. અને તે જે દેવમાં કરે, તેના સર્વ પાપ તુરતજ છુટી જાય છે તાત્પર્ય એજ છે કે અન્ય

ઉપાયોમાં ચેતન બળ છે ત્યારે આમાં શ્રી હરીનું બળ છે. અને તેવુંજ ફળ સિદ્ધીમાં પણ તારતમ્ય સમજવું. શ્રીપતી સર્વ ચેતનોને સમાન છે. જે જેટલી જેવી સહાય અપેક્ષીત માગે એટલી એવી તેને તે આપે છે.

સર્વ ભાર તેમના ઉપરજ ધરે તો પોતે તે સર્વ વહન કરે છે. ગુપ્ત વહન કરતાજ છે. તો એમાં પણ સ્વામીને શ્રમ થાય એમ નથીજ, વળી સંકલ્પ સિદ્ધિવાળા પણ છે. એથીજ હમો અમારા સુકૃત તાર તમ્યથી તે સર્વ ઉપાયભૂત શ્રીહરીમાં જેવી બુદ્ધિથી નિશ્ચય કરીએ છીએ. તેવુંજ ફળ મેળવીએ છીએ.त्वमेवोपाय भूतोमेभव આપજ મારા ઉપાય બનો એજ ઠીક ન્યાસ છે. એને માટે શ્રુતિ પણ કહે છે. तेषांतु तपसांन्यासमतिरिक्त तप એવી આ ન્યાસ શરણ ગતિની સર્વથા અધિક વડાઇ છે. સંહિતામાં એને માટે વિશેષ વિવરણ છે. निपेक्षा परपर्याया न्यासपंचांग संयुत संन्यास सत्याग इत्युक्तः शरणगति रित्यपि निक्षेप એનું બીજું નામ છે તે પાંચ અંગ યુક્ત છે, સંન્યાસ, ત્યાગ, શરણગતિ પણ તેનું નામ છે કર્મ, જ્ઞાન, ભક્તિ સર્વમાં અંગ તો પ્રપત્તિ હોય છે પરંતુ જેવો પરમ ભક્તિ ઉપાય પણ છે. તેવીજ પ્રપત્તિ હોય છે. એ અંગી મુખ્ય પણ હોય છે.

પ્રભુ પ્રાપ્તિના બે ઉપાય—भक्तित અને प्रपति भवक्त्या परमया वापि प्रपत्या वा महामते प्राप्यो हि नान्यथा प्राप्यो ममकैंकर्य लिप्सुभिः॥ જે મારી કૈંકર્યની ઇચ્છાવાળા છે તેમને હું હે મહામતિ!!! વાન પરમ ભક્તિ કરીને અથવા પ્રપત્તિ-કરીને પ્રાપ્ય છું બીજા પ્રકારથી નહિં. એમાં પણ પ્રપન્નને લીધે તો તે થયું કે ભય ગયો. तावदार्ति स्तथावांछा स्तावन्मोह

स्तावत् सुखम् । यावन्न याति शरणं त्वामशेषौघ नाशनम् ॥ ત્યાં સુધી આર્તિતથા વાંચ્છા છે ત્યાં સુધી મોહ તથા અસુખ છે કે જ્યાં સુધી સમગ્ર પાપના નાશક જે ( શ્રીહરી ) આપ તેને શરણુ નહીં આવે, ત્યાં સુધીજ અર્થાત્ શરણુ આવે તો જે ચાહે તે સર્વ બને છે. કેમકે તે સર્વ ફળ પ્રદજ છે.

आर्तो जीज्ञासु रर्थार्थी ज्ञानीच ઇત્યાદી ભક્તિ કરનાર ઉપાસકોને કહ્યા છે. તેવીજ રીતે પ્રપન્ન પણ સર્વ પ્રકારના હોઇ શકે છે. તેમ અન્ય ઉપાયોમાં જેવી બીજા અંગોની હોય છે. તેવી અપેક્ષા પ્રપત્તિમાં નથી. प्रपत्तेका चि दन्येव परा पेक्षा न विद्यते ॥ साहि सर्वत्र सर्वेषां सर्व काम फलप्रदाम् ॥ પ્રપત્તિને કદી પણ બીજાની અપેક્ષા નથી રહેતી. એ સર્વત્ર સર્વની સર્વ કામના ફળ આપનારી છે. એમાં ફળ તો ઠીકઠીક છે. પણ મુખ્ય ફળ તો શ્રી હરી છે. એથીજ એની પ્રાપ્તિના વિરોધીઓને દુર કરવાને એજ બસ છે. गीता. सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥ अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥ " સર્વ ધર્મને છોડી મારે શરણે આવ, મારૂં શરણુ પકડ, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોચ ન કર " આજ શ્રીમુખ વાક્ય છે. પ્રભુ સત્ય સંકલ્પ સત્યવાદી છે. તે એહની શરણાગતિ કરવી એજ અમારે લીધે પૂર્ણરૂપજ છે. કારણ હમારા પાપોનો ભાર દુર કરે છે. એમ પૂર્ણ ખાતરી પણ આપે છે.

તેમ દયાળુ છે. દાતા છે, પિતા છે. હમારે માટેજ એમની શક્તિયો છે એજ દ્રઢ વિશ્વાસ બની રહે એજ પ્રપત્તિ છે.

એ યથાયોગ્ય હોય એ માટેજ શ્રીજીના શરણે પ્રાર્થના કરી રહયા છીએ ( હાવે ઉપાય સ્વરૂપ વિષયમાં પ્રાસંગીક કથન બંધ કરી ફલ પ્રકરણનો વિચાર ચલાવીએ )

" પરબ્રહ્મનો **અનુભવ** એ ફળની પ્રથમ કોટી છે, તેનું નિરૂપણ " ઉપાયની સીડીથી વિરોધી હટે, ત્યારેજ સ્વામીનો સાક્ષાત્કાર હોય. તો ઇષ્ટતમ પરમ ભોગ્ય છે. કેમકે સ્વામી પોતેજ " આનંદઘન " છે. તેમનો સાક્ષાત્કારજ આનંદપ્રદાતા છે. અનુભવવો એજ ભોગવવાનો છે તે અનુભવ કેવો હોય છે. કૈંકર્ય પર્યંત પહોંચાડી દેય છે. તે ક્રમ, તે સ્વરૂપ કહીએ.

પરિપૂર્ણ—अन वरत नित्य विशदतम अनन्य प्रयोजन अनवधिक अतिशय प्रिय એટલા વિશેષણ વાલો **ભગવદનુભવ**, ભગવાનનો અનુભવ, તે પરમ ભક્તિ પ્રપત્તિથી પ્રાપ્ત હોય છે.

પરિપૂર્ણ—તે કેવો ? અનવરત—અતૂટ કદી પણ વચમાં ખંડિત ન હોય સતતજ બન્યો રહે પણ તે નાના ઝરણ જેવો નહિં પણ

નિત્ય—નિરંતર વિશદતમ—વિસ્તારવાળો તેમ તે સ્વતઃજ સ્વાદુ અને

અનન્ય પ્રયોજન અન્ય બીજા પ્રયોજન વીનાનો અને તે કયાં સુધી

અનવધિક—અવધિ અંત વીનાનો જેનો અંતજ ન આવે તે કેટલો

અતિશય—વિશેષ, ઘણોજ.

એવો ભગવાનનો અનુભવ હોવો જોઇએ.

અહીંઆ—મુમુક્ષુઓને ભગવદનુભવ હોય છે પણ તે જેવાં સુકૃત જેવો સંભવ તેવોજ અનુભવ હોય છે. જેમ પરિમિત આકારમાં પરિમિત હોય છે. સર્વત્ર નહીંજ સંપૂર્ણ નહીં કોઇવાર જેમ આગી-આની ચમક દેખાય. બંધપડે એવો અલ્પ અને અલ્પ સમયજ તેમ થોડો વખત બન્યો રહે, તોપણ નાની નદીના મંદ પ્રવાહની માફક હોય છે,—તો પણ શું કામનું ?? કદાચ બહુજ લાગે તો પરોક્ષ સરખું પ્રીય લાગે તો ઔષધ સરખો મુક્તિનો ઉપાય સમજીને અર્થાત્ સાવધિક હોય છે.

આ સર્વ પ્રતિબંધ મુકતને રહેતો નથી. તેને ઉપર કહેલા વિશેષણુ વાલોજ અનુભવ હોય છે.

મુક્તીના ફલનો અર્થ એજ છે કે બ્રહ્મનો હમો અનુભવ કરીએ હમો અનુભવ રૂપ નથી થઇ જતા એજ ભકતીનો પ્રપત્તિનો આશય છે.

પછી આગળ શું થાય છે? તે અનુભવનું શું પરિણામ ? અનુભવ જનિત અતિશય.

પ્રીતિ—એ અનુભવનો વિષય-પ્રીતિ-સ્નેહ-ભક્તિ ભગવાનમાં હોય છે તેપણ અનવધિક અંત વિનાની અને અતિશય વિશેષ હોય તેમાં.

વિષય જેટલો અનુકુળ તેનો અનુભવ જેટલો સ્પષ્ટ એટલી તેમાં પ્રિતિ ઉપજે છે.

આ અપૂર્વ પ્રતિક્ષણે નૂતન અનંત પ્રકારની, અનંત આનંદ

રૂદ હોવાથી, અનુભવ કરવાવાળા જેમ જેમ અનુભવ કરતા જાય છે. તેમાં તેમાં પ્રીતિ ઉભરાતી જાય છે. એજ તેનું પરિણામ છે. માટેજ કહ્યું છે કે—अनुभवजनिता प्रीति તે પછી શું કરાવે છે?

कारीत—નિત્ય કૈંકર્ય નિત્ય કૈંકર્ય કરવાની રતિ આ પરિણામ પરંપરા એકમાંથી બીજું ઉત્પન્ન થવાથી અવર્જનીય છે. કારણ કે જેટલો વીષય પ્રિય લાગે, એટલી પ્રીતિ ઉપજે અને તેટલો આનંદ હોય. અને તેટલું કૈંકર્ય કરવાની રતિ હોય અને તેથી કૈંકર્ય અટકાવવાના બન્યું જાય એકમાંથી બીજું અર્થાત્ સિદ્ધ એ સ્વભાવસિદ્ધ છે અને એજ નિયમ માગ્યો છે. એથી પ્રાર્થના યોગ્ય રૂપ ઠરે છે. અને તે એ પ્રકારે પ્રાપ્ત હોય છે. મુક્તાત્મા સત્યકામ, સત્ય સંકલ્પ હોય છે. તેમને તેમની ઇચ્છા પૂર્ણ કરવામાં કોઇપણ અંતરાયઆવતો નથી તેથીજ શ્રુતિ સૂત્ર ગીતાજી ભગવાનના સમાન ભોગવાલા તેમને કહે છે. તો તે ફરીથી એવા ભગવાનને આ નિયમિત સ્વાભાવિક ક્રમના પાયાપર પછી કદીપણ ક્ષણપણ છોડશે કે? અને તે ભોગવવાની ઇચ્છા કરી શકે કે? સર્વથા સર્વદા નહિંજ. હમણાં તે સર્વજ્ઞોને ભૂલ ખાવાને કોઇ કદી કારણજ નથી રહેતું

ભગવાન પણ તે લીલા પ્રિય અનેક આકાર, અનેક પ્રકાર, અનેક પ્રસંગ પોતાના સામર્થ્ય વૈભવ સાફલ્ય કરવાને કરતાજ રહે છે. તેમજ આપણ, તેજ માગે છે કે? હમો ત્યારે તમારા સર્વ રૂપની સાથ સર્વ અવસ્થામાં સર્વ પ્રકાર સેવા સહવાસ, સહભોગ સુખ લઇએ. (મૂળ ગ્રંથમાં જોઇએ.)

अशेषावस्थोचिताशेष शेषतैकरति रूप नित्य कैंकर्य

પ્રાપ્ત—અશેષ અવસ્થાને ઉચિત શેષતાની એક રતિ રૂપ નિત્ય કૈંકર્યની પ્રાપ્તિ.

અશેષ અવસ્થા—કહેવાથી ભગવાન અનેકરૂપ ધારણ કરે છે. જેવાં કે શ્રીમત વૈકુંઠ, પરમપદ પરમવ્યોમ દીવ્યાકાશમાંજ ગૌલોક દીવ્ય અયોધ્યા ઇત્યાદિ, દીવ્ય લોકોમાં, શ્રી રામ શ્રી કૃષ્ણાદીને નિત્ય પ્રકાશે છે.

તેવાંજ વ્યૂહમાં પણ–કેશવ–માધવ–પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ આદિશ્વેત દ્વીપાદીલોકમાં છે.

વિભવ રૂપમાં નૃસિંહ, વામન આદિ અવતાર. અને અર્ચા આકારમાં શ્રીરંગનાથ, શ્રીવેંકટનાથ, આદિ ભુમિ વૈકુંઠમાં છે.

( અહીંઆ શ્રીજ ઇષ્ટ સ્વરૂપ લીલાવશ રૂપની સેવાનો ભાવ લાવવો. ) તે સર્વ રૂપની સેવા હમો કરીએ અને ત્યાં પણ સર્વ અવસ્થામાં કેમકે જેવા પ્રભુ અનેક રૂપ ધરી શકે છે. તેવા મુક્ત પણ એકની સાથ શ્રુતિના શબ્દોમાં કહીએ કે त्रिधापंचधा सप्तधा सहस्रधा હજારો રૂપ ધરી શકે છે. અને તે દીવ્ય પછી તેઓ ત્યાં રહે અને ભગવાનના તે તે રૂપની સેવાનો સ્વાદ યથેચ્છ લઇ શકે છે. ( સૌભરી ઋષીએ ભૂમંડળમાં એક સાથ પચાશ રૂપ ધરીને પચાશ મહાલયમાં ગૃહવાસ વીલાસ કર્યો હતો તો પણ તે બદ્ધ હતા. સંકુચિત જ્ઞાન શક્તિવાલા હતા. તો મુક્ત ચેતન હોય તેની જ્ઞાન શક્તિ સંપૂર્ણ ખુલ્લી જાય છે. અને ઉપર કહેલી યોગ્યતા પામે છે. અને તેનો યથેચ્છ ઉપયોગ કરે, તેમાં શું આશ્ચર્ય ? ) તે એવા ભોગ્યતમ સ્વામીને વાસ્તે કર્યા વીના રહીજ કેમ શકે ? ) તે

**अशेष शेषता**—ઉચિત શેષતા સર્વ પ્રકારની શેષતા તાબેદારી સેવા કરે છે.–ગરૂડજી વાહન, અને શેષજી આસન, એવી નિયતજ સેવા નહિં પણ તે શેષજી લક્ષ્મણ કુમાર બનીને પણ આવે ગરૂડજી બને, સખા બને, આસન બને, વ્યંજનની સેવા પણ કરે તેમ હમો સ્વામીની જે જે રૂચી હોય તે તે સર્વ સેવા કરીએ તે કેવા ભાવથી?

**एक रति रूप**—તેજ પ્રિય તે વીના રહ્યું નહીં જાય, ત્યાં જે અન્ય તેની સેવા કરે, તે પણ હમને પ્રીયજ લાગતીજ રહે કેમકે તે સેવા પણ હમારા પ્રીયનીજ હોય છે.

ત્યાં સેવાનું પ્રીતિનું એજ મધ્ય બિંદુ છે—ફરી પણ કદીપણ એથી વધીને પ્રેમાસ્પદ એવો કયો હોઇ શકે છે? તે કયાં સુધી? આ તો

**नित्य कैंकर्य प्राप्त**—સદા નામ નિરંતર, જેવો સ્વામીને પ્રિય વ્યાપાર છે—તેવોજ અમને પ્રીય છે—સત્ય સમજે તો તેને પ્રિય તેજ અમને પ્રિય, અમારી ઇચ્છા પ્રાધાન્ય નહિં પણ તેની ઇચ્છાજ પ્રાધાન્ય હોય છે. અમારી ઇચ્છાની પૂર્તિથી સંતોષ નહિં તેની ઇચ્છાની પૂર્તિથી સંતોષ હોય છે. તેનો સંતોષ તેજ હમારો સત્ય સંતોષ કેમકે અમારા જીવન અંતરાત્માજ તેજ છે. તે હમણા પ્રાપ્તથી હાલમાં અમો અજ્ઞાન વશે સ્વતંત્ર છીએ. તેથી અમારી સ્વતંત્ર ઇચ્છા છે તેની પૂરતીમાં સંતોષ છે. તેથીજ લોકમાં સેવાને શ્વ વૃત્તિ કહે છે–જયારે અજ્ઞાન જાય–સ્વરૂપ જ્ઞાન હોય–ત્યારે તેની ઇચ્છા તેજ હમારી ઇચ્છા હોય તે અંગી છે. હમો અંગ છીયે

તે ભોક્તા છે. હમો ભોગ્ય છીયે તે ધણી છે, હમો ધન છીએ. એવું જ્ઞાન બન્યુંજ રહે છે. ત્યારેજ વદનુગુણ્ય અનુષ્ટાન હોય છે. અને શેષતૈક રતિરૂપ કૈંકર્યનો આનંદ પમાય છે.

હમો નિત્ય છીએ. હમારૂં જ્ઞાન પણ અમો મુક્ત હોઇએ ત્યારે ખુલી જાય છે. ત્યારે સ્વરૂપ સિદ્ધ શક્તિઓને ફરીથી કુંઠિત હોવાનો સંભવ નથી રહેતો. તેમ અમારા સ્વામી પણ નિત્ય છે. તેમનું સ્થાન તેનો ભોગ ભોગોપ કારણ પણ નિત્ય છે અર્થાત કાળને આધીન નથી. ત્યાં કાળ અમારે આધીન થાય છે જ્યારે ત્યાં નિત્ય કૈંકર્ય મળી શકે છે.

ત્યાં પ્રલયનો પ્રસંગ નથી. **सर्गेपिनोपजायंते प्रलयेन व्यथंतिच** એમ ભગવાન કહે છે કે સંસારની સાથે તેમનો જન્મ નથી તેમ પ્રલય સાથ વ્યથા નથી.

તે આ લીલા વિભુતિને અર્ચીરાદી માર્ગદ્વારા છોડીને બ્રહ્માંડની પાર જે ત્રિભુતિ પરમ પદ શ્રી વૈકુંઠ છે ત્યાં જાય છે. તેમનું કોઇ કર્મશેષ નથી. કે તેમના જન્મનું કારણ હોય. તેથીજ તેને મુક્ત કહેવાય છે. આ લોકમાં તે છે. જે પ્રકારે શરણાગતિ કરીને નિત્ય કૈંકર્ય ચાહે છે તો તે ત્યાં પામે છે.

**અપેક્ષયા**—તે અપેક્ષા હોવાથી અમો કયો ઉપાય કરીએ? શરણાગતિ, તે માગીએ છીએ.

**પારમાર્થિકી**—આ કોઇ ઉપાધીની વાત નથી. પણ પરમ જેનો છે અર્થ એવી પારમાર્થિવાળી.

**ભગવત**—ભગવત કહેવાથી, કૃપાળુ સમર્થ સર્વજ્ઞ સિદ્ધ એવા સ્વામીના

**ચરણારવિંદ**—ચરણ કમળની આ ખાસ પ્રાર્થીત છે. જે અમારાથી બની શકે એમ નથી. શ્રીજી કૃપા કરે તોજ બની શકે. અને ઉપાય પૂર્ણ બને તોજ નિત્ય કૈંકર્ય પ્રાપ્ત હોઈ શકે. એજ શાસ્ત્રસિદ્ધ પરમ સત્ય છે.

શરણ તો ભગવાન છે. પરંતુ તેના ચરણની શરણાગતિ માગી જેથી તેમના દીવ્ય મંગલ વિગ્રહ સાકાર સ્વામીના શ્રીપાદ-ચરણમાં પડવું ચાહ્યું. ચરણમાં પડે તો અવશ્ય સધ કૃપા કરે છે. (કારણ શરણાગત વત્સલ છે) અને પછી અમોને છોડીને તિરસ્કાર વા ઉપેક્ષા કરતા નથી. એવો એમનો સ્વભાવ પ્રસિદ્ધ છે. માટે ચરણ.

**અરવિંદ**—કમળની ઉપાય દશામાં પણ ભોગ્ય લાગે એવા ચરણ કમળ છે. તેમાં પડવાથી અદ્ભૂત શાન્તિ આનંદ હોય છે. તેથી શરણાગતિ.

**યથાવસ્થિતા**—જેવી જોઈએ તેવી પરિપૂર્ણ. કેમકે ઉપાયની પૂર્ણતામાં ફળની પૂર્ણતા છે. **જ્ઞાન વિના મોક્ષ નહિ** કહે તો આતઃ ઠીક છે. મોક્ષનો સાક્ષાત્ ઉપાય છે. જો તે યથાર્થ હોય તો શ્રુતિમાં જેમ કહ્યું છે. **यत्वंमनुष्यस्यहिततमंमन्यसे** તેમ આ હમારે વાસ્તે હિતતમ છે. જેમ પ્રાર્થના કરી ગઇ છે. **यद्धितं मम देवेश तदाज्ञापय माधव।** હે દેવ!! ઈશ જે મારૂં હિતતમ હોય. તો તે આજ્ઞા કરો. તેમ માતૃશ્રીને પ્રાર્થના છે કે, શરણાગતિનો પ્રકાર આકાર મારાથી સંપૂર્ણ નહીં બની શકે તો આપ બનાવી દો. આપ યથાવસ્થિત કરાવો, શ્રીજી સર્વજ્ઞ છે. સર્વમયી, સર્વ દેવના ગુણને જાણનાર છે. હમોને શ્રેયમયી માતા પૂર્ણ કરાવે છે. સ્વતઃપ્રામયી છે હિતૈષણી, પતીમય, પ્રતિ અને

તેમને પ્રીય કાર્ય કેમ ન કરાવે ? કરાવ્યા વીના રહેજ નહિં. વિશુદ્ધ ભાવથી પ્રાર્થનાની હમોને આવશ્યકતા છે.

**શરણાગતિ સ્વરૂપ**—શરણાગત છું શરણાગતિ કરી છે કહેવાનું બહુજ સહેલું-સુગમ છે પણ તેનું યથાવસ્થિત સ્વરૂપ કેવું ? તે સમજવું નિર્ણય કરવું પાળવું અતિ કઠીણ છે.

શરણાગતિ માટે અનેક મત છે—કોઇ ભક્તિનેજ પ્રપત્તિ કહે છે-કોઇ એથી જુદી માને પણ તેને મુક્તિના સ્વતંત્ર સાધન તરીકે નથી માનતા અને કોઇ સ્વતંત્ર માને પણ **षड्विधा शरणागति** એ વચનાનુસાર છ પ્રકારની શરણાગતિ માને છે-અને તેમાં તે છમાંથી કોઇ અમુક એક પર જોર દે છે.

છ પ્રકારની શરણાગતિ **आनुकूल्यस्य संकल्पो-प्रातिकूल्यस्य वर्जनं-रक्ष्यसि इति विश्वास गोप्तृत्व वरणंतथा-आत्मनिक्षेप कार्पण्यं षड्विधा शरणागति** અનુકુલ સંકલ્પ કરવો. પ્રતિકુલ તજી દેવું-રક્ષણ કરશેજ એવો વિશ્વાસ ધરવો-રક્ષા કરો પ્રાર્થના કરવી આત્માનો નિક્ષેપ કરવો દીનતા રાખવી એ છમાં કોઇ આત્મનિક્ષેપનેજ મુખ્ય સમજે છે તો કોઇ પ્રાર્થનાને તો કોઇ તો આત્મનિક્ષેપ એકજ બસ છે એ ભરં-યાસને બીજા અંગની અગત્ય નથી એમ કહે છે તો કોઇ મરણ પર્યંત પ્રાર્થના કર્યા કરવાનું ચાહે છે. કોઇ તો માત્ર હાથ જોડવા એજ બસ કહે છે. કોઇ મોટી વીધી બતાવે છે તો શરણાગતિનો નિર્ણય શો સમજવો ?

**ન્યાસ પંચાંગ સંયુતં**—પાંચ અંગ, અને છઠ્ઠો ન્યાસ છે. પાંચ તો તેનાં અંગરૂપ છે જેમ અષ્ટાંગ યોગ તેમ પાંચ અંગ પૂર્વક **आत्मनिक्षेप** કરવો જોઇએ.

**आत्मात्मीय भरन्यास**—આત્મા અને આત્માના જે માન્યા હોય તે સર્વ-દેહપુત્ર કલત્રાદિ તેના રક્ષણના ભારને પ્રભુપદમાં ધરવો એજ વિધિપૂર્વક શરણાગતિ થાય છે. અર્થાત્ એ ષડ્વિધ શરણાગતિમાં પાંચ અંગ અને આત્મનિક્ષેપ મુખ્ય છે, તે પાંચ અંગ અને છઠ્ઠો ન્યાસ–આત્મનિક્ષેપ કરવો એજ મહાન સુગમ ઉપાય છે.

**अनन्य साध्ये साभिष्टे-महाविश्वास पुर्वके, ते देको पायता यांचा प्रपति शरणागति-अर्थ** બીજું તે સાધ્ય નહિં આપજ ઇષ્ટ મહાવિશ્વાસ પૂર્વક તે એકજ ઉપાય અને તેનીજ યાચના તે શરણાગતિ અથવા પ્રપત્તિ આ બીજી વ્યાખ્યા છે. બોજો ધરવો તે સુગમ તે ઇષ્ટ તે ઉપાય એટલુંજ કેમકે પ્રભુ ભાર ઉઠાવી લેય છે.

તેને બીજાની મદદની અપેક્ષા કેવી ? તેથીજ અન્યય સાધ્ય કહી ? વિશ્વાસ વિના તો ભારજ ધરાય કેમ ? તે પ્રભુની દયાળુતા અને સર્વ શક્તિત્વમાં શંકા કરવી જોઇએ નહીંજ જેથી મહા વિશ્વાસથી થાય તો જે માગે અને તે મળે કેમકે વિશ્વાસ કર્યો છે શ્રીમન્નારાયણજ ઉપાય, અને તેનીજ પ્રાપ્તિને વાસ્તે જે કરી જાય તે પ્રપત્તિ શરણાગતિ છે.

તમોગુણ પૂર્વક કહીએ તો વિપરીત જ્ઞાન પૂર્વક તેવી હોવી નહીં જોઇએ પણ સ્વ-પરસ્વરૂપનું જ્ઞાન હોવું જોઇએ તેમ રજોગુણ પૂર્વક પણ ન જોઇએ કે હું સ્વતંત્ર છું મારી બુદ્ધિથી કરું છું અથવા મારે માટે કરૂં છું એમ નહીં પણ પ્રભુના બળથી તેમનીજ

દીધેલી બુદ્ધિથી તેની કૃપાથી તેને માટે તે કરાવે છે અને હું કરૂં વિશ્વાસ તેજ મુખ્ય છે.

અવિરતા—મોક્ષ મળે ત્યાં સુધી કામ લાગે એવી આ એકજ ઉપાયથી ફલ પ્રાપ્તિ અને વ્યાપાર મોક્ષને માટે કરી ને આ અનુ-સંધાન વિશ્વાસ નિશ્ચયથી ન ડગે એવી.

અસ્તુમે—મારાથી હો, આપબળથી બનાઓ, મને એવો બનાવો કે હું સંપૂર્ણ સાંગોપાંગ કરી શકું.

श्री देवी शक्तिनी शरणागति पूर्ण थई ते फलीत थई श्री मुखे श्रीउवाच ।

अस्तुते तथैव सर्वं संपत्स्यते—તારૂં તેજ થશે. તેનાથી સર્વ પ્રાપ્ત થશે.

---

॥ श्री नारायण शब्द स्वरुपार्थ ॥

अखिल हेय प्रत्यनीक कल्याणै कतान स्वेतर समस्त वस्तु विलक्षण अनंतज्ञानानंदैकस्वरुप । १

स्वामि मतानुरुपैक रुपाचिंत्य दिव्याद्भुत नित्य निरवद्य निरतिशयौज्वल्य सौंदर्य सौगंध्य सौकुमार्य लावण्य यौवनाद्यनंत गुणनिधि दीव्यरुप । २

स्वाभाविका नवधिकातिशय ज्ञान बलैश्वर्य वीर्यशक्ति तेज शौशील्य मार्दव मार्जव सौहार्द साम्य कारुण्य माधुर्य

गांभीर्यौदार्य चातुर्य स्थैर्य धैर्य शौर्य पराक्रम सत्य काम सत्य संकल्पत्व कृतित्व कृतज्ञताद्य संख्येय कल्याण गुण गणौघ महार्णव। ३

स्वोचित विविध विचित्रानंताश्चर्य नित्य निरवद्य निरतिशय सुगंध निरतिशय सुख स्पर्श निरतिशयौज्वल्य किरीट चुडावतंस मकरकुंडल ग्रैवेययहार केयुर कटक श्री वत्स कौस्तुभ मुक्ता दामोदर बंधन पीतांबर कांची गुण-नुपुराद्य परिमित दिव्य भूषण। ४

स्वानुरुपा चित्य शक्ति शंखचक्र गदासि शारंगाद्य संख्येय नित्य निरवद्य निरतिशय कल्याण दिव्य आयुध। ५

स्वाभिमत नित्य निरवद्यानुरुप स्वरुप रुपगुण विभ-वैश्वर्य शीलाद्य नवधि कातिशया संख्येय कण्याण गुणगण श्रीवल्लभ एवंभूत भूमि नीलानायक। ६

स्वच्छंदानुवर्ति स्वरुप स्थिति प्रवृत्ति भेदाशेष शेषतैक रतिरुप नित्य निरतिशय ज्ञान क्रियैश्वर्याद्यनंत कल्याण गुणगण शेष शेषासन गरुड प्रमुख नाना विधानंत परिजन परिचारका परिचरित चरणयुगल। ७

परमयोगिना वाङ्मनसा परिच्छेद्य स्वरुप स्वभाव स्वाभिमत विविध विचित्रानंत भोग्य भोगोपकरण भोग-स्थान समृद्धानंताश्चर्यानंत परिमाण नित्य निरवद्य निर-तिशय वैकुंठनाथ। ८

स्वसंकल्पानु विधायी स्वरुप स्थिति प्रवृत्ति स्वशेषतैक

स्वभाव प्रकृति पुरुष कालात्मक विविध विचित्रानंत भोग्य भोक्तृ वर्ग भोगोपकरण भोगस्थान रुपनिखिल जगदुदय विभव लयलील। ९

सत्यकाम सत्य संकल्प परब्रह्म भूतपुरुषोत्तम महाविभूते श्रीमन्नारायण वैकुंठनाथ। १०

अपार कारुण्य सौशील्य वात्सल्यौदार्यैश्वर्य सौंदर्य गुण महोदधे अनालोचित विशेषा शेषलोक शरण्य प्रणतार्तिहर आश्रित वात्सल्यैक जलधे अनवरत विदित निखिल भूत, जात याथात्म्य, अशेष चराचर भूत निखिल नियमन निरत अशेष चिदचिद्वस्तु शेषिभुत निखिल जग दाधार अखिल जगत्स्वामिन् अस्मत्स्वामिन् सत्यकाम सत्य संकल्प सकलेतर विलक्षण अर्थिकल्पक आपत्सख श्रीमन्नारायण अशरण्य शरण्य अनन्य शरण त्वत्पादारविंद युगल शरणं महं प्रपद्ये। ११

સ્પષ્ટાર્થ અખિલ હેય પ્રત્યનીક કલ્યાણૈક તાન, સ્વેતર સમસ્ત વસ્તુ વિલક્ષણ અનંત જ્ઞાના નંદૈક સ્વરૂપ.

અર્થ—અખિલ હેયના પ્રત્યનીક કલ્યાણના એકતાન સ્વ ઇતર સમસ્તથી વિલક્ષણ અનંત જ્ઞાન આનંદના એક સ્વરૂપ છે.

વિવરણ—નારાયણ સ્વરૂપ. આત્મા પોતે જાણવાથી કેવો છે અખિલ હેય પ્રત્યનીક સમસ્ત હેય—દૂષણ જેમાં નથી પણ દૂષણના વિરોધી છે. કલ્યાણૈકતાન સમસ્ત કલ્યાણના આશ્રયભૂત કલ્યાણ રૂપ છે. અર્થાત સમસ્ત દોષોથી દુર અને સમસ્ત કલ્યાણ ગુણોથી પુર છે.

**समस्त हेय रहितं विश्वाख्यं परमंपदम्-तेजोबलैश्वर्य महावबोध सुवीर्य शक्त्यादि गुणैकराशिः सचसर्वगुणोपेत** એવા બંન્ને ચિન્હ ઉભય લીંગ પ્રસિદ્ધ છે તે ઉભય હમોને લાભ આપનારાં છે એટલે હેય પ્રત્યનીક હમારા દુષણને નિવારે અને કલ્યાણ એકતાન હમોને કલ્યાણ યુક્ત કરે અર્થાત સર્વ દુઃખ દૂર કરી સર્વ સુખ ભરે. હેય રહિતકહેવાથી પ્રાકૃત ગુણ તેમાં નથી.

કેવલ નિર્ગુણ છે એ આ પ્રકારે છે—જેમ કલ્યાણના એકતાન એજ તેનું સ્વરૂપજ છે. તે તે વસ્તુજ તે છે. એટલે જ્ઞાન આનંદ એક સ્વરૂપ જ્ઞાન સ્વરૂપ અજ્ઞાન રાહત વા અજ્ઞાન નિવારક અને આનંદ જે તે જાતેજ છે. એથી પોતે જો પોતે તેજ જો ઇતર છે તો એનાથી વિલક્ષણ બીજા પ્રકારના કેવી રીતે?

અનંત દેશકાળ અથવા વસ્તુ કરીને અપરિમિત છે અર્થાત એ સર્વ અંતવાન છે. પણ આ ત્રણે પ્રકારથી અપરિમિત છે. અને તેવાજ તે જ્ઞાન અને આનંદ સ્વરૂપ છે. તે એકજ છે. જડથી વિલક્ષણ તે જ્ઞાનસ્વરૂપ અને પ્રતિકુળ વા ઉદાસીન નહિં તે આનંદ સ્વરૂપ પછી સેવા નિત્ય મુકત હોય તેનાથા વિશેષ એથી તે અનંત સ્વરૂપ એવા તે અદ્વિતિય છે.

અર્થાત પોતાના સરખાજ પોતે તે ખેતર સમસ્ત વસ્તુ વિલક્ષણ આ ગુણ તો સ્વરૂપના નિરૂપણ કરવાવાલા કહ્યા પણ પોતાની ઓળખાણ કરાવવા વાલા છે તે કેવી વસ્તુ છે તેજ બતાવવા વાલાજ કહ્યા છે. પણ

હાવે તે સ્વરૂપના ઉપર રૂપ જેવા હમો આત્માના ઉપર દેહ આકાર ધારણ કરીએ છીએ. તે રૂપને માટે કહીએ છીએ. તે આકાર

દીવ્ય છે અર્થાત પ્રાકૃત પદાર્થનો નહિં જેવું સ્વરૂપ વિલક્ષણ છે. તેવુંજ રૂપ પણ વિલક્ષણ સમજવું. તે અનેક રૂપ ધારણ કરે છે. તે સર્વ જો પોતાને વાસ્તે હોય છે તો પ્રાકૃત નહિં પણ દીવ્ય છે.

સ્વરૂપવાનને કોઇ નીરાકાર અને રૂપવાનને સાકાર કહે છે. સ્વરૂપનો અનુભવ પણ દીવ્ય દૃષ્ટીથીજ હોય છે. અને રૂપનો પણ સંપૂર્ણ તો દીવ્ય દૃષ્ટિથીજ હોય છે, પરંતુ તે સ્વરૂપમાં જે ગુણ શકિતઓ છે. તે રૂપથી પ્રકટ સમજાય છે. પ્રભુએજ આકર્યું કરીને તે રૂપને જોવાવાલા માની શકે છે. એથી પહેલા ગુણ શકિતના પહેલા રૂપને વાસ્તે કહે છે. રૂપના પણ ગુણ વિશેષણ છે. કે જે કહીને તે રૂપ કેવું છે તે સમજાય કાંઇક રૂપ નીત્ય પણ છે.
વૈકુંઠ નિત્ય છે. તે પરમ પદમાં તેના સ્વામી નિત્ય આકારવાળા છે. નિત્ય પાર્ષદ તેનું નિત્ય સેવન કરે છે અને ભક ત ભાગવત મુકત થઇને તેનીજ નીત્ય સેવામાં લાગે છે તે નિત્ય રહે છે. અને રહેશે કેવી રીતે ?

**૨–સ્વામી મતાનુ રૂપૈક રૂપાચિંત્ય દિવ્યાદભુત નિત્ય નિરવધ નિરતિશયોજ્વલ્ય, સૌંદર્ય ૧ગંધ્ય સૌકુમાર્ય લાવણ્ય યૌવનાદ્યનંત ગુણનિધિદીવ્યરૂપ.**

અર્થ—આપને અભિમત અને અનુરૂપ સદા એકરૂપ અચિંત્ય દીવ્ય અદ્દભુત નિત્ય નિરવદ્ય નિરતિશય ઉજવલતાવાલા તેવાજ સુંદરતા સુગંધ સુકુમારતા, લાવણ્યતા, યૌવન અનંત ગુંણના ભંડાર એવા રૂપવાળા તે દીવ્ય છે.

સ્પષ્ટાર્થ—નારાયણ–રૂપ–આગળ કહી ગયા કે પરમાત્માને એકજ રૂપ નહિ. છે તે વૈકુંઠમાંજ એક સાથ અનેક રૂપધારી વીરા-

જમાન છે તેવાજ દેવોને વાસ્તે રૂષીયોને વાસ્તે મનુષ્યોને વાસ્તે વ્યુહ વિભવના ભેદથી અનેક રૂપ ધરે છે તેમ સેવન અર્ચન લેવાને અર્ચા પ્રતિમારૂપ પણ હોય છે, તે સર્વ રૂપ તેજ એકજ સર્વેશ્વર જે ઉપર અનંત સ્વરૂપ કહ્યાં તે એનાં છે.

એથી એ સર્વમાં અહીં કહેલા સર્વગુણ છે અમો જ્યારે તેના રૂપનો વિચાર કરીએ ત્યારે આ સર્વ એમાં છે એની ભાવના કરવી તે અમારી કલ્પનાજ નહિં છે તે રૂપ તેવાજ ગુણવાલા હમારા અનુભવમાં આવશે.

હમણાં અમો યોગ્ય નહિં તે યોગ્ય હોવાથી જ્યારે સાક્ષાત્કાર હોય ત્યારે તેમાંજ પ્રભુ એવા દેખાઇ પડે છે. કેમકે તે જે રૂપ ધરે છે તે અમારી માફક કર્મના ફલમાં નહિં પણ તે તો સ્વેચ્છાથી ધરે છે.

અમને તો કર્માનુગુણ દેહ—એમાં શકિત પ્રાપ્ત હોય છે—તે તો સર્વ શકિતમાનજ સદા છે.

જેવું ચાહે તેવું રૂપ ધરે અભિમત તે મન પ્રસન્ન હોય છે અને અનુરૂપ યોગ્ય હોય છે.

જે પોતામાં ગુણ શકિત છે તે પ્રકટ કરવાનેજ પોતે રૂપ ધરે છે समस्ता शाकत्य श्रेता समस्तशक्ति रुपाणि કહી ગયા કે હમારી દષ્ટીના દોષો દૂર થશે ત્યારે આ સર્વ અનુભવ થશે એથીજ ભાવના તેમાં તેવીજ રાખવી.

अर्चापि लौकोकी याता भगवद्भावितात्मनाम ॥
मंत्रमंत्रेश्वर न्यासा त्सापिषाड्गुण्य विग्रहाः॥

અર્થ—જે ભગવાનમાં ભાવવાલા છે તેમને અર્ચા લૌકિકી હોય તો પણ મંત્ર, મંત્રના ઇશ્વર અને ન્યાસથી તેને ષડ્ગુણવાલી છે એવું સમજવું તે તેને વાસ્તે તેવીજ છે. મંત્ર ન્યાસનો પ્રભાવ એવો છે ભાવનાથી તે ફલિત હોય છે–કાષ્ટમાં અગ્નિ છે ક્રિયાથી તે પ્રગટ હોય છે એથી તે લાકડાંજ અગ્નિ છે તે અંધને દેખાતું નથી પણ તેવી દ્રષ્ટિ ખુલવી જોઇએ.

અર્ચામાં તો આવાહન–વિસર્જન–કાષ્ટમાં અગ્નિ પ્રગટાવવું બુઝાવવું હોય છે–પરંતુ શ્રીહરી પોતે જો સ્વઇચ્છાથી જે રૂપ ધરે છે તે દેવ મનુષ્ય વા અવતારીક (નૃસિંહ વરાહ) વેશમાં હોય છે.

યદ્યપિ તે લૌકિક દ્રષ્ટિને ન દેખે પરંતુ વાસ્તવિકમાં ઈશ્વર કહ્યા તેવાજ છે. શાસ્ત્ર શ્રુતિ ખુદ કહે છે आदित्य वर्णतमसः परस्तात् આદિત્ય સરખા વર્ણ રહેવા પરતમ નામ પ્રકૃતિ તેથીજ શ્રેષ્ઠ છે.

સર્વેશ્વર દીવ્ય પાર્ષદોને મુક્ત નિત્યોને એવા રૂપ આપે છે. તે એવાં રૂપ ચાહે તેટલા ધરી શકે છે પછી પોતે પોતાને વાસ્તે अभिमत ધરે તેમાં શું આશ્ચર્ય છે?

મલ માંસાદિમય દેહ તો પાપનું પરિણામ છે. પણ પ્રભુની દેહ તો દીવ્યજ હોવી જોઇએ. તેજ તેને અનુરૂપ ઉચિત છે. અને તે રૂપ તેવાંજ છે.

હમારી પ્રાકૃત દેહ હોવાથી સદા એકરૂપ નથી રહેતી બાળયૌવન વૃદ્ધ અવસ્થા હોય છે. પણ તે દિવ્ય રૂપ હોવાથી સદા એક રૂપ સદા યુવાન સુંદર આકારવાળી જેવીને તેવી બની રહે છે. તેના સદૃશ તે અચિંત્ય દેખતાંજ બને અને અનુમાન ઉપમાથી ચિંતવનમાં નહીં

આવી શકે. દીવ્ય તે કયા દ્રવ્યની છે. તે કેમ કહેવાય ? કેમકે આ પ્રકૃત મંડલમાં તેવાં દ્રવ્ય છેજ નહીં न भूत सघ संस्थानो देहोस्य परमात्मनः॥ नतस्य प्राकृता मूर्तिमांस मेदोस्थि- संभवा॥ અર્થ—આ પરમાત્માનો દેહ પંચભૂતના સમુહનો નથી. તેની મૂર્તિમાંસ મેદની પ્રાકૃત નથી. તે અદ્દભૂત છે અર્જુને અનુભવ કરીને એજ કહ્યું છે शार्वाद्य मयंदेवं નિત્ય છે. નિત્યં નિત્યાકૃતિ ધરમ. નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણ જોયા ગુંસાઇ તુલસીદાસે શ્રીરામ દર્શ્યા છે. નિરવદ્ય અમારાં શરીર કર્મમૂળ હોવાથી દુખાવહ છે. પણ એ તો સદા સર્વથા નિર્દોષજ છે. સુખપ્રદજ છે. નિરતીશય ઉજ્જવલ તે સ્વ પ્રકાશ છે. आदित्य वर्ण ઇત્યાદિથી હજારો સૂર્ય સરખા, અર્જુને દીવ્ય દ્રષ્ટીથી જોઇને કહ્યું કે दिविसूर्य सौंदर्य અત્યવ શોભીત અતી સુંદર साक्षान्मन्मथ मन्मथ કામના મનને પણ મથન કરાવે એવા છે. સૌગંધ્ય શરીરપર તો સુગંધીથી સુગંધીત થાય પણ આ તો સર્વ ગંધરૂપજ सर्वगंध શ્રુતિ કહે છે. એનાથીજ સર્વગંધ પ્રગટે છે.

સૌકુમાર્ય કુમારા અવસ્થાથી રમ્ય सकुमारौ महाबलौ કુમાર પણ નિર્બળ નથી મહાબળવાલા છે. લાવણ્ય એકંદર શોભા સર્વ શોભા સંગ અનુભવ કરવાથી જે ભાન હોય છે, તે વાતે યૌવન પ્રથમ બાળ, પછી યુવા એવા નહિં પણ સદાજ યુવાનજ છે.

" આદિ " ધ્યાન કરવામાં જે જે યોગ્ય ગુણ જોઇએ. તે સર્વ એટલાજ કેમ ? અનંત ગુણના નિધિ " એવા દીવ્યરૂપ છે. ( આ સર્વ તેના વિગ્રહ દેહ રૂપના ગુણ કહ્યા. હવે તે રૂપમાં કયા કયા ગુણ પ્રગટ દેખાય છે.

૩ સ્વાભાવિકા નવધિકાતિશય, જ્ઞાન બલૈશ્વર્ય વીર્ય શક્તિ તેજ શૌશીલ્ય માર્દવ માર્જવ સૌહાર્દ સામ્ય કારૂણ્ય માધુર્ય ગાંભી-ર્યૌદાર્ય ચાતુર્ય સ્થૈર્ય ધૈર્ય શૌર્ય પરાક્રમ સત્યકામ સત્ય સંકલ્પત્વ કૃતિત્વ કૃતજ્ઞતાધ સંખ્યેય કલ્યાણ ગુણ ગુણોઘ મહાર્ણવ.

અર્થ—ગુણને ગણુતા સાગર છે. કેટલા કહેવાય !!! મુખ્ય મુખ્ય કહીએ છીએ તે ગુણ ઔપાધિક નથી. સ્વાભાવિકા સ્વરૂપ સિદ્ધ છે. જ્યારે તે પોતે છે. ત્યારે તે પોતામાં આ ગુણ છે. પોતે નિત્ય છે. તેવા ગુણ પણ નિત્ય છે. પોતાનાજ છે. પછી તે ગુણ પ્રત્યેક 'અનવધિક' અવધિ અંતરહીત અને 'અતિશય' પુષ્કળ છે. શ્રુતિકંઠતઃ ગુણ શક્તિયોને સ્વાભાવિક કહે છે.

परास्क शक्ति र्विविधैव श्रुयते स्वाभाविकी ज्ञान बलक्रियाच પ્રભુને ભગવાન કહેવાથી 'ભગ' છ ઐશ્વર્યવાન હોવાથી ભગવાન એ છ ઐશ્વર્ય પ્રથમ કહીએ તેમાં ज्ञान સર્વના સર્વ પોતે સમજી શકવા. શ્રુતિ યઃ सर्वज्ञ सर्ववित् સર્વેશ્વર સર્વનું સર્વને જાણનાર બળશ્રમના પ્રસંગથી નહિ એવા बल શ્રમનો પ્રસંગજ નહિ, એવા બળવાળા સર્વને શ્રમ વીના ધારણ કરનારા यो लोकत्रय माविश्य विभर्त्यै व्यय ईश्वर જે ત્રણ લોકને ધારણ કરે છે. તે અવ્યય ઇશ્વર છે.

ઐશ્વર્ય—જેવું ચાહે તેવું નિયમન કરી શકે एष सर्वेश्वर कृष्ण.

વીર્ય—એ સર્વ ક્રીયામાં વિહાર રહિત એવા.

शक्तिम्—સર્વનો નિર્વાહ કરનારા. પાલક ઉત્પન્ન કર્તા સંહાર કર્તા ઇત્યાદિ જે બીજાથી નહીં બને તેવી શક્તિવાળા.

તેજ—સહકારની અપેક્ષા વીનાના જાતેજ પ્રકાશમય બીજાને પ્રકાશીત કરનારા.

આ ષડૈશ્વર્ય સંપન્ન બીજા કોઇ હોઇ શકતા નથી. અમે પોતાની પહેલે પોતાની વડાઇ વિભુતિ જાણુતા નથી. જાણે તો સંગ નથી રહી શકિત ધારણુ નથી કરતા, ધારે તો સર્વથા નિયમન ન કરી શકાય, નિયમન ન કરે તો શ્રમિત હોય ગ્લાની બને ગ્લાની ન બને તો તેની સત્તા સ્થિતિના હેતુ પોતે હોઇ નહીં શકે હેતુ બને તો સહકારીથી અપેક્ષા રહે અને તે એકમાં આ સર્વ તેનો સંગ છે તોજ કે તેના સમાન તેજ છે કહ્યું છે તેજ ઠીક કરે છે. तवानंत गुणस्यापिषडेमेप्रथमेगुणाः અર્થ–તારા અનંતગુણમાં આ છ ગુણ પ્રથમ છે એ સર્વને વાસ્તે સાધારણ છે જે આશ્રીત હોય તેને લાભ દેય એવા ગુણ હમણાં કહીએ છીએ.

શૌશીલ્ય જે શરણ આવે તેના દોષનો તિરસ્કાર કરે એવા અર્થાત્ દોષ દુર કરી શરણાગત વત્સલ જેવા કહ્યું છે કે—

अपि चेत्दुराचारो भजंते मामनन्यभाक साधुरेव समंतव्यः सम्यग्व्य व सितोहिसः ॥ જો દુરાચારી હોય તોપણ મને અન્યભાવથી ભજે, તો તેને સાધુ માનવો કેમકે તેણે સારો નિશ્ચય કર્યો છે પ્રભુ એટલી કૃતિ પર પણ પ્રસન્ન હોય છે.

માર્દવ—આશ્રિતના વિરહ નહિ સહી શકનારા એવા કોમળ કે કઠણ વચન પણ ન કહાડે.

આર્જવ—મન વાણી દેહના વર્તન કરક નહીં એક રૂપજ જે વર્તનથી હમો ઠગાઇએ એવો ભયજ નથી.

સૌહાર્દ—સર્વના હીત ઇચ્છનારા **सुहृदं सर्व भुतानां**

સામ્ય—જે જેવી રીતે ભજે તેને તેવી રીતે ભજે એવા.

**समोहं सर्व भुतेषु**—સર્વને હું સમાન છું કારણ પોતાને વાસ્તે કાંઇ પણ પ્રયોજન નહીં છતાં બીજાનાં દુખને દૂર કરવાની ઇચ્છાવાલા.

માધુર્ય—દુધના સરખા ઉપાય દશામાં પણ મધુર સ્વાદુ **जुष्टी स्त्रितापहारिणी** શત્રુને પણ પ્રીય લાગે (ભીષ્મપીતાને મારવા ગયા પણ ચલેઆઓ મહારાજ બલીહાર કયાં છે)

ગાંભીર્ય—ગંભીરરૂપ સર્વસ્વ રણા પણ જેના **अज्ञ औदार्य** દીધા પર તૃપ્તીજ નહિં.

**चातुर्य**—રક્ષણ કરવું હોય તેને પ્રતિતિ આપવામાં કુશળ રૂપથી વશ કરી લેનાર.

સ્થૈર્યમ—શરણાગતનો ત્યાગ નહીં કરનારા જેવા (વિભીષણ પ્રસંગમાં જણાયા. **मित्रभावेन संप्राप्तं न त्यजेयं कथंचन।**

ધૈર્યમ—પ્રતિજ્ઞાને નહીં તોડનારા (દંડકારણ્યના દુઃખ દુર કરવા પ્રતિજ્ઞા લીધી ત્યારે સીતાજીએ કહ્યુ તેના ઉત્તરમાં **अप्यहं जिपीतंजह्य** ઇત્યાદિથી હું જીવીત છોડું લક્ષ્મણને છોડું પણ પ્રતીજ્ઞા ન તોડું.

શૌર્યમ્ સહાય વીના પણ પર, પર બલમાં નિડર પ્રવેશ કરનારા (જેના ચૌદ હજાર ને એકલા) એવા શૌર્યવંત પરાક્રમવાળા.

"સત્ય કામ અને સત્ય સંકલ્પ"વાળા પણ છે. જે ચાહે તે આપનારા. ચાહે તે કરી શકનારા છે. તેના સંકલ્પને કોઇ મીથ્યા કરી શકેજ નહિં. વિશ્વ માત્રની સંકલ્પથી ઉત્પત્તિ પ્રલય

કર્યે છે. ત્યાં કોઇનું કાંઈ નહીંજ ચાલે. તેમ જેને આપવું ઉચિત ધારે તો તે આપે છે. આપી રહ્યાજ છે.

'કૃતિત્વ' ઉપકારજ કરી જાણનારા અને 'કૃતજ્ઞ' કૃતને જાણનારા. થોડું પણ તેના વીષે કરવાથી પણ બહુ માનનારા (વિભીષણને લંકા સુદામાને વૈભવ)

**नस्मरत्यपकाराणां शतमप्यात्म वत्तया, कथंचिदुपकारेण कृतेनैकेन तुष्यति** સેંકડો દોષ કરેલા ભુલી જાય અને થોડો પણ ગુણ કરવાથી તુષ્ટ હોય (રાવણને પણ અભય આપવાનું કહેનારા)

આદિ શબ્દ મુકયો છે. તે મુકવાનું કારણ એવા બહુજ ગુણો છે. તે દર્શાવવા માટેજ **यथा. रत्नानि जलधेर संख्येयानि पुत्रक तथागुणाहयनंतस्याप्या संख्येया महात्मनः ॥** જેવા સાગરમાં રત્ન અસંખ્ય છે. તેવા અનંતમાં ગુણ પણ અસંખ્ય છે અને એ ગુણોનો લાભ કેટલાક ચેતનોને તે આપી રહ્યા છે. અને હજુ કેટલાકો પણ આપ્યાજ કરશે

"ગુણૌઘ મહાર્ણવ'—ગુણના ઓઘના મહાસાગર અર્થાત્ તે સર્વ અપાર છે.

હાવે જેવા સ્વરૂપના ઉપર કહેલા ગુણો છે. તેવાજ અતિશય શોભીત ભુષણ પણ છે. તે

સ્વોચિત્ત વિવિધ વિચિત્રનંતાશ્ચર્ય નિત્ય નિરવદ્ય નિરતિશય સુગંધ નિરતિશય સુખ સ્પર્શ નિરતિશયૌજ્વલ્ય કિરીટ ચુડાવંતસ મકર કુંડલ ગ્રૈવેયેક હાર કેયૂર કટક શ્રીવત્સ કૌસ્તુભ મુકતા દામોદર બંધન પીતાંબર કાંચી ગુણ નુપુરાદ્ય પરિમિત દિવ્ય ભૂષણ.

વિશેષાર્થ—સાધારણ અર્થ સ્પષ્ટ છે. વિશેષ અર્થ કહીએ.

સ્વોચિત્ત—પોતાને ઉચિત-જેવાકે કિરીટ સર્વેશ્વરદર્શક ચિન્હ છે

"ત્રિવિધ વિચિત્ર"-હેમ, રત્ન, મુકતા આદિમય અનેક પ્રકારની કારીગરી વાલા, અનંત આશ્ચર્યરૂપ એનાજેવાએજછે.

નિત્ય નિરવદ્ય—પ્રાકૃત ભુષણ હોય તો, તૂટે ફુટે તે આમાં થતાં નથી. સદા એક રૂપજ બની રહે છે.

નિરતિશય સુગંધ—સોનામાં સુગંધ નહીં હોય. પણ આ દ્રવ્યમાં તો છેજ. પ્રાકૃત ભૂષણ અંગને ભારરૂપ બને છે પણ આ તો.

સુખ સ્પર્શ—સ્પર્શથીજ સુખ કરનારાં છે. તેમ જોવાને પ્રકારની જરૂર પડે છે. પણ એ તો નિરતિશય ઉજ્વલ તેજમયજ છે. સકલ ભુષણમાં આવાજ ગુણો છે.

કિરિટ મુકટ—મુકુટના અનેક આકાર હોય છે. કિરિટના ઉપરના ભાગને પણ મુકુટ કહે છે.

ચુડા વતંસ—શીર ઉપરનું ભૂષણ છે. કેશની શોભાની અભિવૃદ્ધી એ કરનાર છે.

મકર કુંડળ—મકરના આકારના કાનના આભૂષણ છે.

ગ્રૈવેયકહાર—કંઠમાં રહેનારો રત્નમય હાર છે.

મુકતાદામ ઉદર બંધન—મોતીનોહાર એ પેટ પર ત્રણ શેરવાલો હોય છે.

પીતાંમ્બર-પીત રંગનું અંબર કટી ભૂષણ રૂપ છે. જેની કાંન્તી વૈદ્યુત સદ્રશ છે.

કાંચીગુણ—કટીના ઉપર અને નુપુર તે ચરણમાં છે.

યાદિ—શબ્દથી કેટલી પ્રકાર એવા દીવ્યાભૂષણો છે. ભૂષણના અનુભવ રૂપની સાથ કરવાથી આશ્રિતને અતિ આનંદરૂપ હોય છે.

એવાંજ—આયુધ પણ અધિક શોભાકરનારા છે. તે સ્વાશ્રિતના રક્ષણને માટે દર્શન આપે છે. અર્થાત્ સ્વાશ્રિતના રક્ષક એ ચિન્હો દર્શાવે છે.

સ્વાનુરૂપાચિંત્ય શક્તિ, શંખચક્ર ગદા સિશાર્ંગ ગધસંખ્યેય નિત્ય નિરવધ નિરતિશય કલ્યાણ દીવ્ય આયુધ

આપના અનુરૂપ અને જેમાં અચિંત્ય શક્તિ છે. જેમ એકશર બાણ કેટલું કામ કરે છે (શ્રીરામબાણે તાડ ભેદયા ભુમી ખોદી શીર્ષ ઉડાવ્યું અને તે કોનું કોનું? કેટલી પલકમાં!) એ સર્વ આયુધ ચેતન સ્વરૂપ છે. સ્વામીની ઇચ્છા આયુધ રૂપ બને છે નહીં તો પુરૂષ આકારમાં સેવામાં હાજર રહે છે. (શ્રીરામસ્વામી પરમપદમાં પધાર્યા ત્યારે નાના પ્રકારના શર ધનુષ્ય પુરૂષ આકારમાં ગયા હતા.

सृष्टिबीज थापद्मंचक्रं स्थितनिबंधनम् ॥ गदा शंहार बीजंतु शंख मुक्ति निबंधनम् ॥ શંખ, ચક્ર, ગદા, પદ્મ, શારંગ–ખડ્ગ, આ સ્વામીની કર્તા, ભર્તા, હર્તા, અને મોક્ષ પ્રદાતા શક્તિઓ કહો, કે આયુધ કહો, આ પાંચ આયુદ્ધ હોવાથી કહ્યા છે.

"શંખ, ચક્ર, ગદા, પદ્મ, ધનુષ્ય આ પંચ મહાભૂત શક્તિરૂપ પણ–અસ્ત્રભૂષણાધ્યાયમાં કહ્યા છે.

પ્રભુની એક શક્તિ, અનેક કાર્ય કરી શકે એમ છે. "અદિ" સહસ્ર ભૂજ હોય ત્યારે તેમાં અનેક આયુધ દેખાય છે. (અર્જુને જોયાં છે. अनेक दोर्घा भरणं दोर्घानेकोघतायुघम् । અનેક દીવ્ય આભરણ તેના અનેક દીવ્ય આયુધ ઉઠાવ્યાં છે.

નિત્ય નિરવધ—આ આયુધ પણ દિવ્ય હોવાથી તેમાં તૂટ ફુટ નથી સદા એક રૂપ છે. તેમ સ્વામીને સદા અનુકુળ મુમુક્ષુઓને ધ્યેય રૂપ એવા મોક્ષો પ્રયોગી.

નિરતિશય—કલ્યાણ કરે છે.

એવા સ્વરૂપ રૂપ ગુણ ભૂષણ આયુધવાલા ભર્તા—પતિ કોણને લીધે ભોગ્ય છે ! આ સર્વ અનુપમ વહારકોના હેતુ રૂપ છે.

એ અમારી માતાને વાસ્તે પ્રથમ—મુખ્ય છે.—ઉપાય દશામાં તે મુખ્ય સહાયી છે. તેમ સ્વામીના અનુભવ લેવામાં દેવામાં પણ શોભાની આભવૃદ્ધિમાં પણ મુખ્ય તે છે.

તે સર્વ ભુપણોની શીરોમણી તથા આશ્રિતોની ઉપયોગી (શ્રીજી) છે જેથી ઉભયદશા—ઉપાય અને—ફલમાં સ્વામીની સાથ તેમનું સ્મરણ કરવું ઇષ્ટ છે એથીજ.

તેમને ઉપાય સમય કહ્યાં તેવાં અહીં પણ સ્વામીની અનુભવ-દશા સમયમાં પણ જરૂર છે તે કહે છે.

સ્વામિમત નિત્ય નિરવદ્યાનુરૂપ—સ્વરૂપ રૂપ, ગુણ વિભવૈશ્વર્ય શીલાદ્ય નવધિકાશિત યા સંખ્યેવ કલ્યાણ ગુણગણ શ્રી વલ્લભ.

સ્પષ્ટાર્થ—ભગવાનના વિગ્રહ (શરીર આકારરૂપ) માં શ્રી વિગ્રહ પણ છે. જેથી ભગવાનના વર્ણનમાં તેના વર્ણનની જરૂર છે.

વક્ષ સ્થળમાં એ સદા શોભાયમાન રહે છે. તેથીજ પ્રભુ પોતે શ્રીનિવાસ, શ્રીધર એવા નામથી પ્રસીધ્ધ છે તે શ્રીનાથવલ્લભ અને શ્રી તેમની વલ્લભા છે. પરસ્પર શોભા અતિશયનો હેતુ છે. સદા સંગજ રહે છે.

**न जीवेय क्षणमपि विना तामसि ते क्षणाम्** તે કમળ લોચની વગર એક ક્ષણ પણ નહીં જીવી-રહી શકે.

તાત્પર્ય—ઉભય અતીશય પરસ્પર પ્રીય છે. પરસ્પર જીવન રૂપજ કહો તો છે. શ્રીજી તો અંગમાં છે. તેવાંજ પાસે પણ શોભા અતિશયના હેતુથી બીરાજતા દેખાય છે. તો તે એકજ કેમ કહેવાય?

એવં ભૂત ભૂમિ નીલાયક.

અર્થ—ભૂદેવી અને નીલાદેવીના પણ નાયક છે. બ્રહ્મ પુષ્કર સંહિતામાં કહ્યું છે. **देवो वैकुंठ नाथास्तु अनंतासन संस्थित: सेव्य: श्री भूमि निलाभि:** વૈકુંઠનાથ. દેવ, જે શેષના આસન ઉપર વિરાજીત છે. તે શ્રી ભુમિ અને નીલાથી સેવિત છે. એવા સ્વામી મહારાજા મહારાણીઓની સાથ છે. એમ નથી. પણ બીજી અસંખ્ય અનુચર નિત્ય મુકતની મંડળી પણ સેવામાં લાગી રહેલી તે કેવી છે તે કહે છે.

સ્વચ્છંદાનુ વર્તિ સ્વરૂપ સ્થિતિ પ્રવૃત્તિ ભેદાશેષ શેષૈક રતિરૂપ નિત્ય નિરતિશય જ્ઞાન. ક્રિયૈશ્વર્યાધનંત કલ્યાણ ગુણગણ શેષ શેષાસન ગરૂડ પ્રમુખ નાના વિધાનંત પરિજન પરિચારકા પરિચરિત ચરણ યુગલ—

અર્થ—જેમની સ્વરૂપ સ્થિતિ અને પ્રવૃતિના ભેદ પોતાની ઇચ્છાને અનુસરનારા છે. જો અશેષ શેષતાની એક રતિરૂપ છે. અને જે નિત્યજ્ઞાન ક્રિયા ઐશ્વર્ય આદીવાલા અનંત કલ્યાણ ગુણના ગણ જેમાં છે. એવા જે શેષજી તેમનું આસન ગરૂડજી આદિનાના વિધ અનંત પરિજન પરીચારના પોતાના ચરણ યુગલનું સેવન કરે છે.

સ્પષ્ટાર્થ—સુરીલોક જેમને પાર્ષદ કહે છે. તે સ્વામીના અભિ-મત હોય છે. કેમકે તેમને સ્વામીનો સાક્ષાત્કાર હોવાથી તે પોતાનક 'આત્મા' અને 'આત્મીય' કહે તો તે સંબંધી સર્વ સ્વામીને વાસ્તે વિનીયોગ કરીને તેના અનુવર્તનમાં રહે છે. તો સમજાવવાને કહે છે કે 'સ્વચ્છંદાનુ વર્તિ' પ્રભુની મરજી ને આધીન જેમની સ્વરૂપ સ્થિતિ અને પ્રવૃતિ છે. એનુંજ નામ સેવામાં લાગી રહેલા કહેવાય છે. વળી આગળ ખુલાશો કર્યો છે કે—

"અશેષ શેષનાની એક રતિ રૂપ" તે પાર્ષદ કોણ કેવા તે કહીને કહ્યું છે કે–તે ચારણ સેવા કરી રહ્યા છે. "તે સેવા કહાં કરે છે. જ્યાં તે દિવ્ય દંપતી નિત્ય વિગ્રહ નિત્ય વિરાજીત છે. ત્યાં નિત્ય સુરીની નિત્ય સેવાનું સ્થાન છે. અને મુકત પણ એજ નિત્ય સેવામાં જઇ મળે છે.

તેને શ્રુતિમાં "વિષ્ણુનું પરમપદ" કહે છે. અથવા તે વાસ્તે વર્ણન કરે છે. તે કેવું છે?

પરમ યોગિના વાગમનસા પરિચ્છેદ્ય સ્વરૂપ સ્વભાવ સ્વાભિમત વિવિધ વિચિત્રાનંત ભોગ્ય ભોગે પકરણ ભોગસ્થાન સમૃદ્ધાનંતાશ્ચર્યા-નંતમહા વિભવાનંત પરિણામ નિત્ય નિરવદ્ય નિરતિશય વૈકુંઠનાથ.

અર્થ—પરમ યોગીયોની મંન વાણીથી સમજી ન શકાય એવું જેનું સ્વરૂપ અને સ્વભાવ પણ છે. એટલે શું છે?

પોતાને અભિમત—વિવિધ વિચિત્ર અનંત ભોગના ઉપકરણ સામગ્રી ભોગના સ્થાન જેમાં તે રહ્યાં છે. અનંત આશ્ચર્યરૂપ અનંત મહા વિભવ વાલા અનંત પરિણામ જેનાં છે. એવા નિરતિશય નિત્ય નિરવદ્ય જે વૈકુંઠ તેના નાથ છે.

સ્પષ્ટાર્થ—જે ઉપર કહ્યા તે યોગી પોતાની સીદ્ધિથી વિશેષ જ્ઞાન રાખે છે. અનુભવ કરે છે એમાં પણ પરમ પુરા હોય એવા સનકાદિક તે પોતાની યોગ સિદ્ધીમાં જુવે તો પણ શ્રી વૈકુંઠની સ્મૃદ્ધિ કયા પદાર્થોની છે–તેનો કેવો પ્રભાવ સ્વભાવ છે તે સમજાણ પડી શકતી નથી. જો મુકત–નિત્ય–ત્યાં અનુભવ કરે છે તેને પણ તે અનંત આશ્ચર્યરૂપ–પ્રતિપલ નવીન અનુભવ આપવાવાલી લાગે છે. અને એ સમાન સ્થાન કેટલામાં છે કેટલાં છે એનો પરિણ.મ માપ ગણુના કરી શકતા નથી તે સમગ્ર સ્થાનનું નામ વૈકુંઠ તે સ્વતઃ સંપૂર્ણ છે. નિત્ય નિરવદ્ય છે અને તેના પોતે સ્વામી છે. આ રૂપ ભુષણ, આયુધ, પત્ની પરિજન પરિઆરિકાંયુત તે સર્વ એવા સ્મૃદ્ધિ પૂર્ણ એટલા મોટા શ્રી વૈકુંઠ ધામમાં નિત્ય રહે છે. એ સર્વ અપ્રાકૃત દીવ્ય છે.

તેના નમુના દેવલોકમાં ભૂલોકમાં છે. જ્યાં પોતે અવતાર અર્ચા રૂપથી વિરાજીત છે. તે કારણથી દેવ વૈકુંઠ–ભૂ વૈકુંઠ કહેવાય છે. પણ અહીંના અહીં જેવા અને તહીંના તહીં જેવા સ્થાન સામગ્રી નામ તેજ **स्थानि काम चाराणि विमानानि सभा स्तथा** એવાં ભોગસ્થાન છે. પરંતુ તે જેવાં છે. તેની આગળ અહીંના બીજા વિમાન સભા દેવના અજના કહો તોપણ મુકાબલો કરે તો એમજ કહેવું પડે કે–**एतेवै निरयस्तात स्थानस्य परमात्मनः** પરમાત્માના સ્થાનથી તે સર્વ પ્રાકૃત છે. આ વિભૂતિની પાર તે વિભુતિજ છે. શ્રુતિ કહે છે **सोऽध्वनः पारमाप्नोति तद्विष्णो परमंपदम्** સંસાર માર્ગની પાર, તે વિષ્ણુનું પરમ પદ પમાય છે. એક પૂ઼ હોય અને બીજું આવે છે મળે છે. ચેતન આને છોડી તેમાં જાય છે. **વીકય**

**स्थान मजरम प्रमेयम्** । કદી તે જરા જીર્ણ નથી હોતું એક રૂપ રહે છે. અને તે કેટલું મોટું છે. તે પણ મપાતું નથી કહેવાતું નથી.

જે પરમ એકાંતિક પૂરાપ્રપન્ન છે તેનેજ માટેજ કહ્યું છે. **तेषां तत्परम स्थानं यद्गेपस्यंति सूरयः ॥** એને તે કે પરમ સ્થાન છે તેને જે સૂરી જોઇ રહ્યા છે. જે નિત્ય પાર્ષદ (સૂરી) નિત્ય ભોગવી રહ્યા છે એજ સ્થાન મુક્તોને માટે છે.

આ અંડ નશ્વર છે. તેથી તે અનશ્વર લોકમાં જવાને તો **अंडंभित्वा तथोर्द्धता** અંડને ભેદીને મુક્ત ચેતને ત્યાં જાય છે. તેમનો ખાસ માર્ગ છે અને વેદાંતમાં **अर्चिरादि** કહે છે.

આ સંસાર અંડમાં તેમને પુનરાગમન નથી. જે એ માર્ગથી જાય છે તેને ત્યાં **तमसः परमोधाता शंखचक्र गदाधर** છે. અને તે આ અંડ વા એવા કોટી બ્રહ્માંડ છે. તેમના પણ નાથ છે—અર્થાત્ ઉભય વિભુતિના નાયક એકજ છે.

હાવે જગત કારણનું ધ્યાન કરીને જે શ્રુતિ કહે છે તે આજ છે તેજ સત્યને સ્પષ્ટ કરીએ.

**૯—સ્વસંકલ્પાનુ વિધાયી સ્વરૂપ સ્થિતિ પ્રવૃત્તિ સ્વ શેષતૈક સ્વભાવ પ્રકૃતિ પુરૂષ કાલાત્મક વિવિધ વિચિત્રાનંત ભોગ્ય ભોકતૃ વર્ગ ભોગોપકરણ ભોગ સ્થાન રૂપ નીખીલ જગદુદય વિભવલય લીલ**

**અર્થ**—પોતાના સંકલ્પની અનુસાર જેમનો સ્વરૂપ સ્થિતિ અને પ્રવૃત્તિ છે. અને તે સર્વમાં પોતાની શેષના એજ સ્વભાવ છે. અર્થાત્ પોતાનેજ વસ્ને તે સર્વ છે. શું શું ? પ્રકૃતિ પુરૂષ અને કાળથી બનેલું જગત જેમાં વિવિધ અને વિચિત્ર અનંત ભોગ્યના પદાર્થ

છે (તે કોને વાસ્તે) અને તેમને લીધે ભોગના ઉપકરણુ અને ભોગના સ્થાન છે. આ સર્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય આ આપની લીલા છે

સ્પષ્ટાર્થ—જે વૈંકુઠનાથ તેજ હમારા સર્વેશ્વર અને તેજ જગતના કર્તા ભર્તા અને સંહર્તા અને અંત પ્રાપ્ય છે જે નિત્ય વિભૂતિના નાયક તેજ લીલા વિભૂતિના સ્વામી છે.

પ્રકૃતિને ચોવીસ તત્વમાં અને ત્રીગુણુ સામ્યમાં તેજ લાવે છે પ્રલયમાં બીજ સુક્ષ્મ અવસ્થા તે ત્રિગુણા સામ્ય અને સૃષ્ટિ સ્થૂલાવસ્થા તે ચોવીશ તત્વરૂપ તે એકજ માયા છે.

ચેતનોને જ્ઞાનના સંકોચ અને વિકાશ–જાગૃત, સ્વપ્ન સુષુપ્તી તે ભોગવે છે " कला मुहूर्त्तादि " કાલ તેને વશ છે

આ પ્રકારે સર્ગથી સ્થિતિ–પ્રવૃતિ પોતાને આધીન છે પોતાની લીલાના પરિકર યા ચેતન વર્ગમાત્ર અને અચેતન વર્ગ તત્વ સકલ છે. તે તેમને શેષ કહેવાય છે. એ સર્ગની એક સાથ ઉત્પત્તિ લય પણુ પોતાનાજ સંકલ્પને વશ છે.

એ રીતે સર્ગનો જગત દશામાં નિર્વાહ પણ તેનાથીજ થાય છે.

એ સર્ગ કરવું તે માત્ર તેમની લીલા છે. એવા સમર્થ તે છે.

" क्रिडा हरे रिदं सर्वम् " लोकव तु लीला कैवल्यम् " ઇત્યાદિ પ્રમાણુ પણુ પ્રસીદ્ધ છે.

એવા ઉભય વિભૂતિના નાથ હોવા પર પણુ હજુ ખાસ વાત છે. તે આગળ કહે છે.

" સત્ય કામ સત્ય સંકલ્પ પરબ્રહ્મભુત પુરૂષોત્તમ " " મહા વિભુતે શ્રીમન્નારાય વૈકુંઠ નાથ "

અર્થ વિવેચન—આ વિશેષણ, જે પ્રાપ્ય આકાર વૈકુંઠનાથ છે. તેમને માટે છે. ઉપાય કરવાથી વૈકુંઠમાં સ્વામી મળે. તેમાં આ દીવ્ય ગુણોનો અનુભવ હોય છે. શ્રુતી કહે છે. "**સોઽશ્નુતે સર્વાન્કામાન્સહ બ્રહ્મણા વિપશ્ચિતા**" તે મેળવે છે.

"સર્વ કામોની સાથ બ્રહ્મ સર્વજ્ઞ ને એવા અહીં "સત્ય કામ" કામ, ભોગ, સત્ય નિત્ય તે છે. તત્ ઉપરાંત નવાને વાસ્તે "સત્ય સંકલ્પ" તે એવાજ અધિક ભોગોને વાસ્તે નવા સંકલ્પ કર્યા કરતા છે. તે સત્ય હોય છે. તે ભોગ સૃજવાને શ્રમ કે સમયની આવશ્યતા નથી હોતી.

"પરબ્રહ્મ" સર્વ ભોગ થાપણુ આપખુદ પ્રકૃષ્ટ ભોગ સર્વથી વધીને અનુભવ દેખાય છે.

"પુરૂષોત્તમ" **બ્રહ્મવેદ બ્રહ્મૈવ ભવતિ**" શ્રુતી કહે છે—બ્રહ્મનો જ્ઞાતા બ્રહ્મ હોય છે. તે શુદ્ધ મુક્ત પુરૂષ અને પોતે તેવા મુક્ત—નિત્યોથી પણ ઉત્તમ—શ્રેષ્ટ.

"મહા વિભૂતે" પોતે તેવાજ—અને તેવાજ વૈભવ પણ મહાન્—સર્વ ચેતન પણ આપની વિભૂતિ છે.

"શ્રીમન્" અહીંઆ કૈંકર્યશ્રીજીનું પણ મળે છે. તે સ્વામીના સંગમાં છે. તે સખ સદા રહે છે.

"નારાયણ" હમો કૈંકર્ય કરવાવાલા કહે તો "નાર" એનું "અયન" ધર—વિશ્રામ છે.

"વૈકુંઠનાથ" આ સેવ્ય પ્રભુ સ્વરૂપ વૈકુંઠમાં વિરાજીત છે.

જે આઠ વિશેષણ અહીંઆ છે. તેને બીજા પ્રકારથી પણ

લગાવાય છે–હમો શરણ થયા–તેથી અમારી કામનાને પૂર્ણ કરશે. કેમકે તે "સત્યકામ" છે.

અમારા સામર્થ્ય તે આનંદ મેળવવાને અસમર્થજ છે પરંતુ તે વાસ્તે જેમાં ભાર મુકયો છે. તેને તે આશા પૂર્ણ કરવી તે મોટી વાત નથી કેમકે તે "સત્ય સંકલ્પ" છે. તે સર્વ પ્રતિબંધોને દુર કરશે. તે કહે છે ( અમોશરણગયાતો ) "मोक्षयिष्यामि" સર્વ પાપથી મુક્ત કરીશ. અમને જ્ઞાન–ભોગ કરીને પોતાના સમાન–એવા મોટા બનાવે માટે–"પરબ્રહ્મ" સાચા મોટા તે છે અને તે પર પણ પોતાની વડાઇ બની રહે. તેથી–તે તો "પુરૂષોતમ" તે નાના ન જાતિથી ન વિભૂતિથી કદી હોય છે–કેમકે તે "મહા વિભૂતગે" અને "શ્રીમન્" પણ તેજ છે. શ્રી તેમનાંજ છે. તેજ માતા હમારી છે. અને અમને સહાય છે.

"નારાયણ" અમારો ભીતર–હમો નાર–તેનું અયન વિશ્રામ છે. પરંતુ તે ભીતર રહીને ધારક છે. અર્થાત્ હમારૂં પણ અયન હોય છે–રક્ષક પણ બને છે.

એવા કોટી બ્રહ્માંડના નાયક છતાં પણ હમારામાં પણ છે. તેજ "વૈકુંઠનાથ" ત્યાંનું સંપૂર્ણ સુખ આપવાવાલા છે.

"આ વિશેષણોથી અમો એવાં પણ અનુસંધાન કરી શકીએ છીએ."

મુખ્ય તો હમારે શરણ જવું છે. તેવા અધીકારીના ઉપયોગમાં જો ગુણ હોય તેનું અનુસંધાન એકત્ર કરવું અહીં પ્રાસંગીક છે. તેથીજ તેવા "અષ્ટાદશ" ગુણને કહીએ છીએ. પ્રથમ હમારા દોષના પરિહાર માટેના ઉપર યુક્ત ગુણ જે હોય તે કહીએ.

૧૧ અપાર કારૂણ્ય સૌશીલ્ય, વાત્સલ્યૌદાર્યૈશ્વર્ય સૌંદર્ય ગુણ મહોદધે અનાલોચિત વિશેષા. શેષ લોક શરણ્ય પ્રણતાર્તિહર આશ્રિત-વાત્સલ્યૈક જલધે અનવરત વિદિત નિખિલ ભૂત જાત યાથાત્મ્ય અશેષ ચરાચર ભૂત નિખિલ નિયમનનિરત. અશેષ ચિદચિદ્વસ્તુ શેષિભુત નિખિલજગદાધાર. અખિલ જગત્સ્વામિન્ અસ્મત્સ્વામિન્ સત્યકામ સત્ય સંકલ્પ સકલેતર વિલક્ષણ અથિકલ્પક આપત્સખ શ્રીમન્નારાયણ અશરણ્ય શરણ્ય અનન્ય શરણ ત્વત્પાદારવિંદ યુગલ શરણં મહં પ્રપદ્યે.

સ્પષ્ટાર્થ—અપાર કારૂણ્ય-કરૂણા અપાર છે તે અમારા જેવા દંડનીયોને પણ તેનો લાભ મળશે (જેમ કહ્યું છે -રામાયણ **वधार्हमपि काकुत्स्थः कृपया पर्यपालयत्** કાક રૂપમાં ઇંદ્રસુત વધ કરવાને યોગ્ય છતાં પણ પોતે કૃપા કરીને તેનું પાલન કર્યું ) રાવણને પણ કહ્યું કે તું થાકયો છે. વિશ્રાંતિ લઇને આવ )

સૌશીલ્ય—જો કૃપા કરે તો અપરાધ જાસ્તી હોય તોપણ રોકાતા નથી તેમ મોટા છે પણ નાના સાથે તેના સમાન બની રહેવામાં પણ સંકોચ નથી. જેમ બ્રહ્માદિકને માટે વિશ્નુ સ્વરૂપ તે મત્સ્ય બન્યા અર્થાત્ તેઓ શરણની અનુકૂળતા વિચારે છે પોતાના ગૌરવને જોતા નથી.

વાત્સલ્ય—વત્સલતા-સ્વજનમાં પ્રીતી તો સર્વને હોય છે. પણ **रिपुणामपि वत्सल** શત્રુમાં વત્સલતાવાળા કહેવાય છે.

આ અપાર વિશેષણ સર્વને વાસ્તે સાધારણ છે. તો ગુણનો લાભ હમો શરણ પર્યંત કેમ ન પહોંચે?

ઔદાર્ય—ઉદારતા સાધારણ તો ઠીક છે. પરંતુ સ્વાશ્રિતોને પોતાની સર્વ વિભુતિની સાથ પોતાના આત્માને પણ આપી દેય છે

અને તે ઉપરાંત તેના સંબંધીઓનું પણ શ્રેય કરે. જેમ શ્રુતી કહે છે–नास्यावरपुरुषाः क्षीयते તેના બીજા પુરૂષ ક્ષય નથી પામતા नास्याब्रह्मवित्कुले भवति તેના કુળમાં કોઇ અબ્રહ્મવિત નથી હોતો એજ અપારતા છે.

ઐશ્વર્ય—અનાદિ કાળથી સંસારમાં વિપરીત વર્તન કરતા રહે પણ કોઇ પણ કારણ કરીને પોતેજ પોતાના અવિમુખ કરી લેય છે એજ તેનું અપારત્વ.

સૌંદર્ય—જેનાથી સર્વમાં સુંદરતા આવે છે. એવા સૌંદર્યતા. વાળા રાગી વીરાગી તપસ્વી પણ જોતાં પરવશ બને છે. (શ્રુતિ રૂપી રામરૂપથી બન્યા છે) અસત્ વાસના મટી જાય છે. પુષ્કર સંહિતામાં કહ્યું છે.

संदर्शना दकस्माश्च पुंसा संमूढ चेतसाम् ।
कुत्वासना कुबुद्धिश्च कुतर्क निश्चयश्चये ॥

અકસ્માત દર્શન કરવાથી ચાહે તે મૂઢ ચિત્ત હોય તોપણ તેની કુત્વાસના કુબુદ્ધિ, કુતર્ક, કુહેતુ, કુભાવ, નાસ્તિકતા એ સર્વ લય થઇ જાય છે. કેમકે તે વિગ્રહ સર્વ શકિત કલ્યાણ ગુણ યુકત છે. તેમાં સર્વ ગુણ ભર્યા છે તેથીજ હમને લાભ પ્રદ હોય છે. માટે "મહોદધિ" ગુણના મોટા સાગર કહ્યા છે.

"અનાલોચિત વિશેષ અશેષ લોક શરણ્ય:" લોક ન ચ્હે, તોપણ. પોતે સર્વના શરણ–આધાર બન્યાજ છે. "सर्वस्य शरणं सुहृत्" सुहृद सर्व भूतानां सर्व लोक शरण्याम्. એવા સ્વામીનો સ્વભાવ સુપ્રસિદ્ધ છે. (વાયસ–વાનર, રાક્ષસ પણ અંગીકાર કર્યા છે) તો મનુષ્યને કેમ તજશે ?

"અનાલોચિત વિશેષ" ખાસ નહીં કહ્યું હોય પણ સાધારણ કહેવા પર પણ શું કરે છે કહ્યું છે કે–

**दुर्ग संसार कांतार मपार मभिधावताम् ।**
**एक कृष्ण नमस्कारो मुक्ति तोरस्य देशीकः ॥**

"કઠીણ સંસાર અરણ્યમાં (રેતી રણમાં) દોડવા વાલાઓ શ્રી કૃષ્ણને એક નમસ્કાર કરલો તે તેથી મુકિત રૂપ કિનારાને દર્શાવનાર હોય છે" એટલુંજ નિમિત્તજ થશ છે. બલકે તે **एकोपि कृष्णस्य** વચનાનુસાર દશ અશ્વમેધ કરવા વાલા પુનર્જન્મ મેળવે પણ વિધિથી કૃષ્ણને પ્રણામ કરે તો તે ફરી નથી જન્મતા.

"પ્રણુતાર્તિહર" પ્રણતની આર્તિના હરવા વાલા.

"પ્રપન્નાર્તિહરા વિભુમ્"

"આશ્રિત વાત્સૈક જલધે"—આશ્રિતના પ્રતિવત્સલતાના સાગર રૂપ ધર્મરાજાએ કહ્યું છે કે—

"**अस्माग्वेत्थ पराग्वेत्थ**" "એવા સર્વજ્ઞ સમર્થ અમારા સહાયક બન્યા તો આપ એકજ બસ છે."

"અનવરત વિદિત ભૂત જાતયાથાત્મ" સદા સર્વ ભૂત જાતના જાણવા વાળા તેથી કહ્યું છે કે—**किन सुप्तोन वागतः** તું નથી સુતો ને નથી ચાલ્યો ગયો.

"અશેષ ચરાચર ભૂત—નિખિલ નિયમન નિરત" સમગ્ર ચર–અચરના સર્વ પ્રકારે નિયમન કરવામાં કુશળ "**त्वमेवैवं कुरुष्वमाम्** તમોજ મારૂં એવું કરો. "**कुरुष्व मामनुचर**" મને અનુચર કરો. આ પ્રકારે નિયમીત કરવાની પ્રાર્થના સફલજ કરે છે.

"અશેષ ચિદ ચિદ્‌વસ્તુ શેષિભૂત"—સર્વના શેષી સ્વામી ચિત, અચિત, ચેતન, અચેતનના ધણી–માલીક તે મારા પણ થયા છે. કારણ હું તેમનીજ વસ્તુ છું.

નિખિલ જગદાધાર અખીલ વિશ્વના જગતના આધાર જેમાં હું પણ છું.

અખિલ જગત્સ્વામીન્ સર્વ જગતના સ્વામી રક્ષા કરનાર એજ રક્ષકનું કાર્ય જેનું છે.

અસ્મત્સ્વામિન્ મારા સ્વામિ માલીક તાત્પર્ય કે મને તે પોતાના ઉપયોગમાં સંપૂર્ણ લેય.

સત્ય કામ સત્ય સંકલ્પવાળા હોવાથી જે ઇચ્છા થઇ કે તે વાત તુરત થાય કરે એવા

સકલેતર વિલક્ષણ સર્વ બીજાથી તે વિલક્ષણ બીજાજ પ્રકારના અદ્વીતિય પોતાના જેવાજ પોતે. વિશ્નુ પોતે विना नान्यत्किंचि दस्ति परायण વિશ્નુના વિના એવા બીજા શરણ કોઇ નથી.

अर्थिकल्पक આર્થિકોને વાસ્તે કલ્પ તરૂ વૃક્ષ જેવા આપત્સખા આપત્તિ દુઃખમાં સખા મિત્ર જેવા સહાયક (દ્રાપદી ગજેંદ્ર આદીના દુઃખમાં જણાયા તેવા) શ્રીમન શ્રીદ્વારા શરણ આવ્યો છું.

નારાયણ તમારામાંજ રહ્યો એવો હું તેને આપ સ્વીકારો બચાવો

અશરણ્ય શરણ્ય જેનું કોઇ બીજું શરણ્ય નથી. તેના પોતે अगतिर्नांगतिर्भवान् અગતિવાનને ગતિ રૂપ અનાથના નાથ

અનન્ય શરણ જેને બીજું શરણ એવો હું नधर्मे निष्टोस्मि न चात्मविद्वि न भक्तिमांत्वच्चरणारविंदे अकिंचनोऽनन्यगति शरण्य त्वत्पादमूलं शरणं प्रपद्ये ધર્મ નીષ્ટ નથી. તેમ આત્મ

ગ્યાની નથી. તેમ તમારા ચરણુ કમળમાં ભક્તિ પણુ નથી. એવો હું બીજા સાધન રહિત તેમ અન્ય સહાયક રહિત આપણા પાદ ચરણુ મૂળમાં શરણુ આવ્યો છું. હું મારૂં રક્ષણુ કરી નથી શકતો તેમ બીજું કોઇ પણુ મારૂં રક્ષણુ કરનાર નથી. અને પાપોથી ભય પામેલો એવો મોક્ષના અર્થવાળો આપ યોગ્ય રક્ષક જાણી આપના ચરણુમાં શરણુ આવ્યો છું.

शरण मंत्र जप यथा शक्ति करवो.

पितरं मातरं दारान् पुत्रान्बंधून्सखीन् गुरुन् ।
रत्नानि धनधान्यानि क्षेत्राणि च गृहानिच ॥
सर्वे धर्मांश्च संन्यज्य सर्वे कामाश्च साक्षारान ।
लोक विक्रांत चरणौ शरणं ते व्रजं विभो ॥

અર્થ—પિતા, માતા, સ્ત્રી, પુત્ર, બંધુ, મિત્ર, ગુરૂ, રત્ન, ધન, ધાન્ય, ક્ષેત્ર, ગૃહ, સર્વ ધર્મ, સર્વ કામ, અક્ષર આ સર્વને છોડીને આપના ચરણુ જે લોક વિક્રાંત છે. તેને શરણુ હે!!! વિભુ હું આવ્યો છું.

સ્પષ્ટાર્થે વિવેચન—પિતા આદીનો ત્યાગ કહેવાથી નોકર આદિનો ત્યાગ પણુ આવી ગયો-ચેતન માત્રના ત્યાગથી હું કોઇના પણુ ભરોસા પર નથી રહી શકતો. તેમ-અચેતન-રત્નાદિ મોટા ભોગે. ઉપર પણુ હું વિશ્વાસ નથી રાખતો કેમકે તે અંતમાં કામ આવી શકતા નથીજ-ઇત્યાદીથી તાત્પર્ય એજ છે કે લૌકિક હિતકર અને પ્રિયકરના સંબંધને છોડવા ચાહું છું જે મોક્ષના ઉપાયમાં કામ ન લાગે તે નહીં જોઇએ.

સર્વ ધર્મ-સર્વ કામ અને અક્ષર—આત્મપ્રાપ્તિ પણ ન જોઇએ. પણ જે જોઇએ તે ભગવાનના નિત્ય સન્નીદ્ધી કૈંકર્યના વિરોધી હોય, તે તજીને સહાય કરનારાંજ જોઇએ.

શંકા—માતા-પિતા અને ધર્મનો ત્યાગ કરવા કેમ કહ્યું ? **मातृदेवोभव-पितृदेवोभव धर्मंश्चर** ઇત્યાદિ શ્રુતિ કથન આજ્ઞા છે તેનું કેમ ?

સમાધાન—જો માત-પિતા ભગવત પ્રાપ્તીમાં વિરોધી હોય તો તેનો ત્યાગ કહ્યો છે અર્થાત્ ત્રિવર્ગની લાલચથી માત-પિતાની સેવા કરવી તે ભાવ ત્યજવા માટે છે પણ શરણાગતિના અંગમાં ભગવદ્ આજ્ઞાપાલન રૂપ ભગવત કૈંકર્ય અંતર્ગત તેનો સ્વીકાર કર્યો છે. એ સર્વ સેવનનો સંબંધ ભગવાનને લઇને કરવો. પ્રભુ આજ્ઞાથી તેમના શાસનથી એ સેવન કરૂં છું એ પ્રકાર રાખવા કહ્યું છે.

" **लोक विक्रांत चरणौ** " શ્લોકમાં પોતાની મેળે પોતાના ચરણનો પ્રભાવ પ્રસીદ્ધ કર્યો છે. વામન ત્રિવિક્રમ થયા, ત્યારે સ્વતંત્ર અદ્રશ્ય અગમ્ય સ્વામીને, હમો કંગાળ ક્યાં કેવી રીતે મળીએ, કેવી રીતે શરણ જઇએ કારણ અમારી યોગ્યતાથી ( શકિતથી ) તો એ સંબંધ અસંભવિત છે. પરંતુ પોતાનો સ્વભાવ એવો છે કે આપ સ્વ ઇચ્છાથી-કૃપાથી ત્રિલોકમાં પાદ ફેલાવ્યો. પછી વિશુ સ્વરૂપ તો પોતેજ છે. પાદ ક્યાં ફેલાવે આપજ સર્વત્ર રહે છે. એવા સુલભ છે. એમને

" **शरण** " **अव्रजम्** " શરણ હું જાઉં છું-જે પૂર્વ કરવાનું તે કરીને, બીજાનો વિશ્વાસ, સંગ, મોહ, છોડીને આપનો વિશ્વાસ કરૂં છું, આપના શરણમાં પડું છું, આપના ઉપર બોજો પડું છું.

તે લોક તે પદાર્થ જે સહાય કરતા રહે તે ફરી ક્યાંથી મળશે. એમાં જે પ્રેમ રાગ રહયો તેનું શું થશે! તે સર્વ આપમાં પર્યવસાન કરૂં છું. આપ એક બસ છો.

આ માટે શિષ્ટના પ્રમાણિક વચનનો વિશ્વાસ છે.

त्वमेव माताच पिता त्वमेव ।
त्वमेव बंधुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देव देव ॥

જેવો આ કહો–તેવો ભાવ મેળવીને હૃદયથી ભાવ પૂર્વક શરણ વરણ કરવું. સર્વ જીવના સર્વ વિધ ઉપકારી આપ છો. માતા કરે તે પીતા નહીં કરી શકે. અને આપ તો નિસ્વાર્થ સર્વ કરી શકતા છો.

"માતા" પ્રલય દશામાં ઉદરમાં રાખવા વાલા અને પછી પ્રસવ કરવા વાલા પ્રિય પ્રવર્તક પણ હોય છો.

"પિતા" હિત પ્રવર્તક, વિના કહે ચહે સર્વના હીતની તજવીજ કરી રહ્યા, પીતા છો. अहंबीजप्रद પીતા છું.

"બંધુ–સખા" આપત્સખા, આપદામાં સખા, બંધુરૂપ બન્યા છો. "सर्वस्य सुहृत्" सुहृद सर्व भूतानां सर्व लोक शरण्याय" એવા સ્વભાવ વાળા છે.

"ગુરૂ" ગુ–અંધકાર તેના "રૂ" નિવારક. "ગુ" શરીર કારા, અને આદિ ગુરૂ આપ છો.

"વિદ્યા" વિદ્યા પ્રવર્તક તેનું ફળ પણ દેવાવાળા ઉપાયભૂત આપ છો.

प्रविणं—सत्य धनं अमृतं साधनं साध्यं यं पश्यंति मनीषिणःसાધન અને સાધ્ય પગ આપ છો.

રુવ઼ૅમ્-જે નહિં કહ્યું તે પણ મમ આપને ...ણુવાવાલો, અકિંચન અન્ય સાધન અને સાધ્ય જેને છોડયા છે અને આપના ઉપર સર્વ ભાર ધર્યો છે. એવો જે હું તેના સર્વ તમેજ છો.

દેવદેવ—સર્વ પ્રકાર ...—પરમ આ પ્રકારે સર્વ વિધ સ્વા. ભાવિક બંધુ છે ( એવું સૂચન કર્યું છે અને કહ્યું છે તે પણ શીષ્ટ વાક્ય અનુસારજ છે ) એમ આપે પ્રત્યક્ષ દર્શાવ્યું છે. ( ગીતા )

पितासि लोकस्य चराचरस्य ।
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ॥
नत्वत्समो ऽस्त्यभ्यधिकः कुतान्यो ।
लोकत्रये ऽप्य प्रतिम प्रभाव ॥

અર્થ—આ લોક અને ચરાચરના તમો પિતા છો, પુજ્ય છો, મોટા ગુરૂ છો, તમારા સમાન કોઇ નથી તો અધિક ક્યાંથી હોય!! ત્રિલોકમાં તમારો પ્રભાવ અપ્રતિમ અદ્વિતીય છે.

સ્પષ્ટાર્થ વિવેચન—પિતા બ્રહ્માદીકના પણ આપજ પીતા છો તો અમારા કેમ નહીં ? ચરાચર જડ ચેતનના ઉત્પન્ન કર્તા પિતા છો. પૂજ્ય છો જે જે ધર્મ કર્મ કરાય છે તેમાં આપનુંજ આરાધન છે. ગુરૂ છે. જગતના વિશ્વના આદિ ગુરૂ આપ છો.

લોકત્રય—બદ્ધ મુક્ત અને નિત્યરૂપ ચેતન વર્ગ અથવા ત્રિલોક અહીં, ઉપર અને નીચે સર્વત્ર તમારા સરખા તમેજ છો. એટલે બીજો અધિક ક્યાં હોય ? ( આ દયાળુ ઇત્યાદિ સમજવા સર્વના

तस्मात्प्रणम्य प्रणिधायकायं ।
प्रसादये त्वा महमीशमीड्यम् ॥

**पितेव पुत्रस्य सखेव सख्युः ।**
**प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥**

અર્થ—તે માટે પ્રણામ કરીને દેહને નમાવીને હે!! ઇશ!!! પૂજ્યમાં આપનો પ્રસાદ ચાહું છું. પિતા–પુત્ર પ્રતિ સખા સખા પ્રતિ અને પ્રિય પિયા પ્રતિ જેવું સહે છે એવું સહન કરવાને આપ યોગ્ય છો.

સ્પટાર્થ વિવેચન—તસ્માત્ આપ સર્વ પ્રકારે બંધુ થાઓ. કેમકે અપ્રતિમ કૃપાસિંધુ છો તેથી. જે અપરાધ છે તે આપનાજ કરેલા છે. લોકને દુઃખ દીધું છે. તે પણ આપની આજ્ઞાનું ઉલ્લંઘન હોવાથી આપનોજ અપરાધી છું. માટે ક્ષમા બક્ષો.

'પ્રણમ્ય'–પ્રણામ કરતો છું–આજ શરણાગતિ છે–પ્રકૃષ્ટ નમ્રભાવ એજ પ્રપતિ છે. "દેહને નમાવી કેમ?" મારૂં રક્ષણ હું કરી શકતો નથી. એજ વ્યાપાર દર્શાવ્યા માટેજ છે–માટે આપ દયા લાવી પ્રસંન્ન થાવ.

આશા–દર્શાવવાને વાસ્તે જેવી પ્રાર્થના કરવી જોઇએ તેવી નથી થઇ શકતી કેમકે મંન મલીન દોષયુકત છે.

અને તેથીજ 'પ્રસાદ' માગીએ છીએ–માગું છું. કારણ "ત્વામહમીશ" તમો મારા ઇશ–અપરાધની શિક્ષા કરવાને સમર્થ પતી છો. તેમ "**ईड्यम्**" સમપણ કરી શકો છો–તો કરો!! હમો સ્તુતિ કરીએ. તેજ આપની પૂંજા છે માટે ક્ષુદ્ર જંતુ પણ પોતાના સંબંધીને ક્ષમા કરે છે, તો આપ સર્વ વિધબંધુ સ્નેહી છો, તો ક્ષમા કેમ ન કરો? વળી આપ તો 'દેવ' છો તો પિતા પુત્ર માટે, સખા સખા માટે, પ્રિય પ્રિયા માટે, સહે છે–તો આપ કેમ ન સહો? આપ 'દેવ' ક્રીડા કરવાવાળા કોઇપણ કામમાં

આપને શ્રમ હોતો નથી. માટેજ ક્ષમા બક્ષો કેમકે 'શરણ થઇ કેવો પ્રસાદ ચાહું છું.' તે માટે આગળ કહેવાશે. પણ થતાં નિષિદ્ધ કાર્યોની ક્ષમાને વાસ્તે કહે છે.

अनोवाक्कायैरनादि कालप्रवृतानन्ता कृत्यकरण कृत्या करण, भगवदपचार, भागवद्प्रचारा सह्या पचाररुप-नाना विधानंना पचारान् आरब्ध कार्यान्, अनारब्ध कार्यान्, कृतान क्रियमाणान् करिष्य माणाश्च सर्वानशेषत क्षमस्व।

'મન' વાણી અને દેહ વડે કરીને-અનાદિ કાળથી પ્રવૃત છું-જે નહિં કરવાનાં એવાં અનંત કાર્યો પણ કર્યા છે-અને જે કરવાનાં તે નથી કર્યાં, જેવાં કે ભગવાન આપના અપચાર રૂપ-ભાગવત ભકતના અપચાર રૂપ નાનાવિધ અનંત ધર્મના અપચાર-તે પણ આરબ્દ કરી ચૂક્યો છું એવો અને નહીં આરંભ કર્યા એવા પણ છે. પુગ કરી ચૂકેલો, કરી રહેલો, અને કરીશ તે સર્વ સંપૂર્ણ ક્ષમા કરો "

સ્પષ્ટાર્થ વિવેચન—ઇષ્ટ પ્રાપ્તીના પહેલાં અનિષ્ટની નિવૃતિને વાસ્તે આ પ્રાર્થના કરી છે—આ પ્રાર્થના કરવાથીજ પ્રસાદ પ્રાપ્તીનો ઉત્તમ લાભ મળે છે. તે સર્વ અનીષ્ટ તે ઇષ્ટના વિધી સુધી કર્મ મૂળ હોવાથી તેની પ્રથમ નિવૃતિ હોય એવું માગ્યું છે.

" માનસ આદિ ભેદ કરીને પાપરાશી ત્રિવીધ છે कायिक, वाचिक અને मानसिक, એથી પ્રથમ કરણ ત્રયથી જે ભય થયો છે પ્રથમ કહ્યો છે.

" जनादि कालथी प्रवृत हुं " આ કહીને કેટલું હિત કરવાનો કાળ, તે કેવો વ્યય કર્યો ગયો છે. તેને લીધે શોચીત થઈ કહ્યું છે. અને જ્યારે તે અનાદિ કાળથી કર્યો ગયો છે. તો તે

અનંતજ કેમ નહીં હોય ? હોયજ—" કર્તવ્યને નહિં કરવું " નહીં કરવાનો દુષ્ટ વ્યાપાર કરવો." આ સામાન્ય અપચાર થયો તે પ્રથમ નીવેદન કરી એનાથી આગળ પણ વધ્યો છું. તે

" ભગવાનમાં-આપનો પણ અપચાર પણ કર્યો છે. અર્થાત્ આપની નીંદા ઇત્યાદિ પણ કરી છે. વળી

" અકૃત્ય કરણુ—તે વર્ણાશ્રમ ધર્મનો લોપ એટલે નિષિધ્ધ કર્મનું અનુષ્ઠાન અને સ્વધર્મનો ત્યાગ. પ્રાપ્તકાળમાં શક્તિ હોય છતાં, પણ કર્તવ્ય નહીં કરવું તેજ " અકૃત્ય કરણ છે.

" ભગવત્ અપચારમાં " તેમની વસ્તુ પોતાની માનવી. પ્રભુ લીલા અવતારમાં પ્રાકૃત બુદ્ધિ ધરી નીંદા કરવી એજ પ્રભુનું અપમાન રૂપ છે.

" ભાગવત અપચાર " ગુરૂદ્રોહિ વિદ્યાદ્રોહી, ભાગવત, વૈષ્ણવ, ભક્ત દ્રોહી તેમના પર દ્વેષ ઇત્યાદિ કર્યા છે,

એવા પાંચ પ્રકારના અપચાર તે પણ " નાનાવિધ " તે પ્રત્યેક અનંત, અનેક પ્રકારના અનેક વાર કર્યા છે.

" આરબ્ધ કાર્યાન્—આ. આયુષ્યમાં ભોગ દેવાવાળા અને " અનારબ્ધ કાર્યાન્ " વેદાંતમાં અનારબ્ધનો નાશ હોય છે. અનારબ્ધ હમણાં ભોગ આપવાને પ્રવર્ત્ત નથી થયાં તે, તેનો નાશ થાય છે. પણ

" આરબ્ધ " પારબ્ધ " તો ભોગવવાંજ પડે છે. એવું વેદાંતનું કથન છે. એવો સાધારણ નીયમ છે. તેને અપવાદ એજ છે કે " साध्य भक्ति स्तु साहंश्री पारब्ध स्यापि भूयसा " મોટા પારબ્દ તો પણ સાધ્ય ભક્તિ તેનો નાશ કરે છે, એવાં વિશેષ વચન હોવાથીજ અહીંઆ તેને માટે ક્ષમા માગવામાં આવી છે.

"પ્રભુ એવી સાધ્ય ભક્તિ ઉત્પન્ન કરાવીને પાપોને દુર કરે. તે એમ કરાવી શકે એમ છે. અર્થીને ફળ દેય છે. તેમાં જેટલી આર્તી તેટલી શીઘ્રતા, તેમ જેવી પ્રબળ પ્રપત્તિ તેવુંજ પ્રબળ ફળ મળે છે. એ નીયમ છે. તેજ ન્યાય અહીં લગાવે તો વિરોધ નથી આનતો પછી કૃતાન્ જે કર્યું, જે કરી રહ્યા છે અને કરીશ તે કાલભેદથી કહે છે.

તે સર્વ હમો ઇચ્છા પૂર્વક કરીએ તો પ્રભુ ક્ષમા નથી કરતા એ પણ સ્મરણમાં રાખવું જરૂરનું છે. તે ફળ તો ભોગવવાંજ પડે છે—પ્રમાદ વા પરવશતાથી થઇ જાય તે વાસ્તે પ્રાર્થના કરે તો તે સફલ હોય છે. જો પાપથી ત્રાસ પામીને કદી એવું કરવાનું ન ચાહે તેજ સાચી ક્ષમા માગે તો મળે. પણ જો વિષ પીવું નહીં ચાહવું પાપોની બહુ શક્તિયો છે. જેવી કુપથ્યની, તેને પ્રભુ રોકી દઇ શકે છે. એક પણ પાપફલ દેવાને પ્રવૃત ન હોય. મુદ્દલમાજ ચલાવ્યો ન જાય—અને કરજ ભરવુંજ નહીં પડે—એજ માટે ક્ષમા ક્ષમાપન પાપનું ફળ—તે પ્રભુની શિક્ષા કરવાની ઇચ્છા, તે હમારાથી પાપ થયું તેથી પણ પાછી હમોએ ક્ષમા માગી ત્યારે પોતે પણ ઇચ્છા બદલી તે કૃપા તેજ ક્ષમા શિક્ષા આપવાની ઇચ્છા દુર કરી ન રહી જેથી હમો છુટી ગયા. (આ પ્રકારે નીષિદ્ધ માટે પ્રાર્થના થઇ) (હાવે કામ્ય કર્મ થઇ જાય તે માટે) કર્મ પણ બંધનના હેતુ રૂપ હોય છે. તે માટે ક્ષમા માગીએ છીએ પાપ જેવા પુણ્ય પણ મુક્તિના વિરોધી મનાય છે—

अनादि काल प्रवृत विपरीत मात्मविषयं—कृत्स्न जगद्विषयंच, चिपरींति वृत्तंचाशेष विषयमद्यापिवर्तमानं वर्तिष्यमाणंच सर्व क्षमस्व અનાદિ કાળથી પ્રવૃત રહ્યો છું જે

આત્મ વિષયીક વિપરીત જ્ઞાન, તેવાજ સર્વ જગત સંબંધી વિપરીત જ્ઞાન, તેથી બન્યું જતું વિપરીત વૃત ( આચરણ ) અશેષ વિષયમાં જે હમણાં બને છે અને બની જાશે તે સર્વ ક્ષમા કરો.

કહ્યું છે કે—**योन्यथा संत मात्मानमन्यथा परिकल्पते किंन तेनकृतं पापं चौरेणात्मा पहारिणा** જે એક પ્રકારનો આત્મા હોય તેને બીજા પ્રકારનો જાણે તે ચોર આત્માના અપરાહીએ કયું પાપ નથી કર્યું !! હમો પ્રભુની વસ્તુ તેથી પરતંત્ર છતાં પણ પોતાને સ્વતંત્ર માનવું એ શું પાપ નથી કે? ભક્તિ પ્રપત્તિમાં એજ વિપરીત જ્ઞાન છે.તે માત્ર હમારે વાસ્તે નહીં સર્વ જગતના વાસ્તે છે. સર્વનેજ પ્રભુની વસ્તુ તેના પરતંત્ર માનવાની અહીં જરૂર છે. તે હમો કરીશું તો તે હમોને આપશે હમો ભોગવવાવાળા અને તે હમારા ભોગ્ય અને આ સર્વ વીપરીત વૃત છે. તે વૃત બન્યુંજ છે. અને દેહ વસાન પર્યંત બનવાનુંજ તે અપરાધ ભૂલની ક્ષમા ચાહીએ છીએ.

સંસારીને વાસ્તે જે "ધર્મ" કહેવાય છે. જેનું ફળ પુણ્ય છે અને પછી તદનુગુણ છે. તે આ લોકના વા સ્વર્ગાદિકના તે સર્વ મુમુક્ષુઓને વાસ્તે દોષરૂપ છે. કારણ એ તેના કાર્યમાં વિરોધી છે. એ પણ અપરાધરૂપ માની તેને વાસ્તે પણ ક્ષમા ચાહે તો તેવા કર્મ સ્વઇચ્છાથી કરવાને પ્રવૃતજ કેમ હોય છે? પરંતુ સંબંધ મોટોપબલ છે તેમા પણ આ સર્વ ભૂલ હોવાનું જે મૂળ છે, તે જ્યાં સુધી દુર નથી થયું ત્યાં સુધી ભૂલ હોવાનીજ અર્થાત ભૂલ થતીજ રહેવાની.

તે સંગ સાથે પ્રકૃતિનો સંબંધ છે. ત્યાં સુધી કર્મ નિવૃતિને વાસ્તે પ્રાર્થના કરી છે.

( હવે કર્મનો હેતુ. જે પ્રકૃતિ સંબંધ તેની નિવૃત્તી હોવી ચાહે છે. તે સર્વેશ્વરની ઇચ્છાને આધીન છે. અને તે કોઇથી કદી પણ બની શકે એવું નથી–તેથીજ યાચના કરીએ છીએ. )

मदीयानादि कर्मप्रवाह प्रवृत्तां भगवत् स्वरुप तिरोधान कर्गीं विपरीत ज्ञानजननीं स्वविषयायाश्च भोग्य बुद्धेर्जननी देहेंद्रियत्वेन भोग्यत्वेन सूक्ष्मरुपेण चा अवस्थितां दैवीं गुण मयी मायां दास भूत-शरणांगतोऽस्मि तवास्मि दास बाळइति वक्तारंमाम् तारय મારા અનાદિ કર્મ પ્રવાહમાં પ્રવૃત્ત જે હું ( તે કયાં ? ) પ્રકૃતિ સંબંધ કરીને જે ભગવત સ્વરૂપને તિરોધન કરનારી છે અને વિપરીત જ્ઞાન ઉત્પન્ન કરે છે આપનાજ વિષયમાં ભોગ્ય બુદ્ધિ પેદા કરે છે દેહ ઇંદ્રીય ભોગ્ય આ સર્વ તેના રૂપ તેમ તે બીજા સૂક્ષ્મ રૂપથી પણ મને લાગી છે તે ત્રિગુણી માયા છે તેનો હું દાસ બની ગયો છું પણ તમારે શરણ આવ્યો છું અને તમારો દાસ–બાળ છું એવું બોલવા વાળો જે હું તેને તારો.

સ્પષ્ટાર્થ વિવેચન–મારા કહે તો પરમેશ્વરની કૃતિથી હમો બંધન દુઃખ નથી પામતા હમારાંજ કર્મનો પ્રવાહ છે. અમારી કૃતિનુંજ પરિણામ છે.

તે કયારનું ? જો ન્યાયથી કહીએ તો બીજાંકુર અનાદિથી છે. જેમ પુરૂષ જીવ ચેતન અનાદિ વસ્તુ છે તેમ એ પણ અનાદિ વસ્તુ છે તેમ તે અમને અનાદિથી લાગી છે હમણાં હમો તેના યુક્તજ છીએ જેમ તલમાં તેલ કાષ્ટમાં અગ્નિ તે તો બન્ને જડ છે.–હમો તો તેથી વિલક્ષણ ચેતન છીએ તે અમારા પર ત્રણ પ્રકારની અશર કરે છે.

૧ આ ભગવત્સ્વરૂપ તિરોધાન કરતી છે હમો જીવ ક્ષેત્રજ્ઞ છે

તેની જ્ઞાન રશ્મીને ભગવાન આપના પર્યંત નથી પહોંચવા દેતી તે હમારી અને તમારી (પ્રભુની) વચ્ચે આવે છે. તેથી હમને આપ સ્વામી નથી દેખાતા તે એટલી પ્રબલ વચમાં પડી છે કે જેનાથી હમો તમોને નથી જોતા એટલુંજ નહિં પણ આપનો અમારો સંબંધ (સ્વામી શેવક શેષી શેષ) એ જ્ઞાન પણ ભુલાવી દેય છે—અમોને અને બીજાને સ્વતંત્ર છે એવું વિપરીત જ્ઞાન પેદા કરે છે એથી પણ વધીને જીવ સ્વરૂપ જ્ઞાનને પણ તિરોધાન કરી દેહથી પ્રથક છું અન્ય છું એ ભુલાવી દેહ તેજ હું છું એવું ભ્રાંતિ જ્ઞાન દ્રઢ કરાવે છે. આ પ્રકારે તત્વત્રયનું જ્ઞાન છુપાવી પોતેજ સર્વ કાંઈ છે એવું ભાન કરાવે છે.

૩ પોતાનાજ વિષયમાં—ભોગ્યતા બુધ્ધી કરાવે છે તેને જોઉં ચાખું, ખાઉં, પીઉં એવો વ્યાપાર ચાલી રહ્યો છે તે સ્થિતિ પોતે એક છતાં ચાર પ્રકારની બની, કરાવે છે. દેહ, ઇંદ્રીય, ભોગ અને સુક્ષ્મરૂપ.

હમો દેહથી ઇંદ્રીય દ્વાર ભોગોને ભોગવીએ છીએ એવા તેના ભોક્તા બન્યા છીએ અંતે દેહ છુટે છે ઇંદ્રીયો લય હોય છે ભોગ્ય પણ નાશ હોય છે.

પરંતુ તે સર્વના કારણભૂત સુક્ષ્મ રૂપથી લાગી છે તે પ્રલયમાં પણ લાગી રહે છે. અને સૃષ્ટી બની કે તે તુરત ફેલાય છે અને પોતામાં લોભાવી સ્વ અને પરસ્વરૂપ સ્વામીને ભુલાવી કર્મ કરાવે છે અને તેના ફલમાં ફસાવે છે. તે અનાદિથી લાગી છે અને સર્વ અવસ્થામાં એક રૂપથી તો લાગીજ રહેલી છે—**દૈવોહ્યેષા ગુણમયી મમમાયા દુરત્યયા** આ શ્રીમુખનું વાક્ય છે આ શ્લોકમાં આપે કહ્યું છે કે દેવી નહીં જીતાય એવી વસ્તુ છે **ગુણમયી** સત્વ રજત॰

મના ગીગ્રણથી અનેક પ્રપંચ ઉડાવનારી છે ત્યારે તો તે માયા કહેવાય છે હું તેનોજ દાસ બની ગયો છું.

સ્વાભાવિક આપનો છતાં હું આ ફંદમાં ફસાયલો છે એથીજ દુખી છું લાચાર છું દયનીય છું છુટવા મથું છું હવે છુટવું આપનીજ શક્તિ ઉપર છે કારણ અશક્ત છું પોતે શરણને છોડાવો છો એથીજ હું પ્રાર્થના કરી શરણ આવ્યો છું. પ્રીત સ્નેહી દાસ બનાવી આ કર્મ પ્રવાહથી આપ તારો એવું માગું છું હું જે એવું માત્ર બોલું છું તેનેજ નિમિત સમજી બદલો આપો એજ આપનું વચન છે मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति જે મારે શરણે આવે છે તે એ મારી માયાને તરે છે. આ ગીતાજીના શ્રીમુખ વાકયને સફળ કરો. યથાવસ્થિત પ્રપન્ન બનવું કહી ગુ છે.—હું વકતાર—વાચીકવાણીથી શરણાગતિ કરવાજવાળો છું—આપની વૃતીપર—હેતુ અર્થાત્ આપનો છું એજ ભાવમય બની અને શરણ રહેવું એજ પ્રપન્નનું અનુષ્ઠાન હોવું જોઇએ. તેજ અહીં કરી દેખાડયું છે—અર્થાત્ પ્રાર્થના અને આત્મનિક્ષેપ ઉભય એ શબ્દોમાં કર્યું છે.

આ ત્રિગુણમયી—દ્રવ્ય છે. તેનું ચાહે તે હોઇ શકતું નથી. તેથી મને તારો—અલગ કરો—ત્યારે શું થશે ? શું હોવું જોઇએ ? માયાથી તરીને પછી શું કરવું છે ?

એજ કે જેના શરણથી—દુ:ખી થયો છું—તેનાથી અલગ થઇ જેનાથી સત્ય સુખી થાઉં—તેનાંજ નિત્ય શરણમાં રહું એજ એજ કરવું છે.

(કયા ક્રમથી તે મળે તે આગળ કહે છે)

तेषां ज्ञानी नित्य युक्त एक भक्तिर्विशिष्यते।
प्रियोहि ज्ञानीनोत्यर्थं मह्नं सच ममप्रियः।
उदाराः सर्वं एवै ते ज्ञानी त्वात्मैवमेमतम्।
आस्थित: सहियुक्तात्मा मामेवानुत्तमां।
गतिम् बहूनां जन्मनांते ज्ञान्वान्मांप्रपद्यते॥
वासुदेव सर्वमिति समहात्मा सुदुर्लभः
इति श्लोक त्रयोदित ज्ञानिनंमां कुरुष्व:

આમાં જ્ઞાની નિત્યયુક્ત અને એક ભક્તિવાલા હોવાથી વિશેષ છે. જ્ઞાનીને હું અત્યંત પ્રીય છું તેથી તે પણ મને તેવો પ્રીય છે. તે સર્વ ઉદાર છે—પરંતુ જ્ઞાનીને તો મારો આત્માજ માનું છું. તે યુક્તાત્મા મારામાં રહી ઉત્તમ ગતીને પામે છે. જે હું છું. બહુ જન્મના અંતમાં જ્ઞાનવાન મારે શરણ હોય છે. જે સર્વ વાસુદેવ છે એવો મહાત્મા દુર્લભ છે—આ ત્રણ શ્લોકમાં કહ્યું છે, તેવો જ્ઞાની મને કરો.

''સ્પષ્ટાર્થ વિવેચન'' જેને ઉત્કૃષ્ટ વૈરાગ્ય હોઇ પ્રભુનો વિયોગ દુઃસહ લાગે—પ્રાપ્ય પ્રભુમાં અતિશય ત્વરા હોય,— તો દેહથી છૂટવાને અને કૈંકર્ય સુખ લૂટવાને શરણાગતિ કરે—પરંતુ જેનો વૈરાગ્ય અભી-મંદ હોય—તેને અધિક જ્ઞાન ભક્તિની અપેક્ષા છે. તે શરણાગતિ કરે, પણ—જો દેહ રહે ત્યાં પર્યંત—જે અહીંઆ પણ કૈંકર્ય કરવું તેમાં તેને આ જ્ઞાન ભક્તિની અપેક્ષા છે. આવશ્યક છે. તે શરણાગતિ ઉપાયના રૂપનોજ વિભાગ છે. કૈંકર્યનું અંગ છે. તેથી તે તેને વાસ્તે માગવું ઉચિત છે. તે માગીએ છીએ. આ શાસ્ત્રાધારથી સત્ય છે. તેથી જ્ઞાન ભક્તિને વાસ્તે—'**तत्पाद भक्ति ज्ञानाभ्यां फल मन्यत्कदाचन। नयाचेत् पुरुषो विष्णुं याचना नश्यतिध्रुवम्।**"

જે પ્રાર્થના કરવી ઉચિત છે. તે કરીએ છે "જ્ઞાની" શ્રીહરીજ પરમાનંદ છે. તેને પામવાની ઇચ્છા કરે તેજ અહીં જ્ઞાની છે.

હું તેનો તે મય છું. પ્રભુની વસ્તુ પ્રભુ માટેજ છે. એજ જ્ઞાન-ભાન સદા બન્યું રાખવું અને તેના ઉપયોગમાં આવું આજ ઇચ્છા ધારવી વાસ્તવિકમાં એ હમારાથી હમણાં સંપૂર્ણ બની નથી શકતું તો નિત્ય યુક્ત તેમાં રહેવાય અને તેને ચહાવાય. એક ભક્તિ તેને વાસ્તેજ તેને ચહાવું કોઇ ઐશ્વર્ય અર્થે કોઈ આર્ત કોઇ જીજ્ઞાસુ થઇને તેમાં લાગે છે તો તેની પ્રીતિ ભકિત તેની ધારેલી ઇચ્છા મલવામાંજ રહે છે—અર્થાત તે આહતાં પૂર્ણ કરવાવાલા શ્રીહરી છે. તેથી શ્રીહરિમાં પણ તે છે. પણ જ્યારે તેનો ઇષ્ટ વિષય સિદ્ધ હોય છે ત્યારે તે શ્રીહરીને છોડી દેય છે. જેમ બીમાર આરોગ્ય થતાં દવા છોડે છે તેમ.

પણ જ્ઞાનીને તો સર્વસ્વ ઇષ્ટ પ્રાપ્ય શ્રી હરી છે. તેને તે કેમ છોડે? તે તો તે વીના સર્વને છોડવા ચાહે છે. કારણ તે સર્વ કની-ષ્ટ છે. બસ તેને તો સર્વોત્કૃષ્ટ છે બસ વાસ્તવિક સત્ય તો એજ છે, એ પ્રિયત્તમના આગળ સર્વ તુચ્છ જાણે છે તેથી તેમાં તેની ભકતી બની રહે છે તેજ એક ભકિત અહીંઆ કહી છે. તે કોઈ બીજા પ્રયોજનથીજ તેમની પ્રીતિનો વિષયજ તે છે.

આ નિત્ય યુકત અને એક ભકિત બે હેતુ કરીને જ્ઞાની બીજા આર્ત અર્થી જીજ્ઞાસુથી તે વિશેષ છે. કેમકે તેનો પ્રિય વિષય પ્રભુજ છે.

પ્રભુ સર્વજ્ઞ સર્વેશ્વરની સત્ય રીતે એજ વડાઇ છે કે તે સંપૂર્ણ ગુણ કરનારા છે. મોટી ઉદારતાથી કદર કરે છે. અનંત ગણો બદલો આપે છે. તે પોતેજ એમાં રહે છે.

**સ્વમમ પ્રિય તે પણ મને એવો પ્રીય છે.**

સ્વતઃ પૂર્ણને અસંખ્ય ચેતનના સ્વામીને એક શુદ્ર પર આટલી બધી પ્રીતી? શા માટે? તે પોતે હમારામાં આવીને હમારા સરખો વેશ બનાવીને હમો સર્વને વાસ્વે સદાને માટે તે પોતાનો સ્વભાવ પ્રગટ કરે છે.

સત્ય પ્રતિજ્ઞા—સત્ય પ્રતિજ્ઞા હમોરેજ વાસ્તે કરી ગયા છે, કેવી? તે એજ કે! મને અત્યંત પ્રીય છે. તેમ બીજાને પણ ઉદાર કહે છે જો વાસ્તવિક જોઇએ તો સ્વાર્થી છે કેમકે સ્વાર્થને વાસ્તે અગ આપનારા છે અર્થાત સેવક થયાં પણ સ્વામીને કામ કરાવનારા દાસ થયા પણ સ્વામીના પદાર્થપર સત્તા ધરાવનારા ભોગ્ય છે પણ ભોકતા બનવાવાળા તો પણ તે પ્રભુથી માગે છે. તો તેમને આપે છે અને માનપણ આપે છે અર્થાત તેના એજ ગુણને લેય છે કે ભલા મારી પાસે તો આવે છે મને દાતા ભાવથી પણ સ્વામી તો માને છે.

પણ જ્ઞાની ભકતોને તો પોતે પોતાના આત્માજ પોતાનો આત્માજ સમજે છે. એજ વડાઈ અને સુખની સીમા છે.

તે તો કષ્ટ સહી. ભગવાનજ જીવન છે, એમ સમજીને સ્વામીનો વિયોગ દુઃસહ માને છે જેથી તેની એજ સમજણ પર પોતે તુષ્ટજ રહે? એમાં શી નવાઈ? અને પોતે પોતાનો આત્મા સમજે કેમ નહીં? તેમની વડાઇ છે નિસ્વાર્થ ઉદારતા છે. પોતે કહે છે કે હું પોતાનો અનુભવ તેને આપું છું, પોતાના સમાન ભોગવાળો કહો કે સદા પૂર્ણકૃત કૃત્ય તેને બનાવે છે.

સર્વ એક નથી પામતા, કેમકે સર્વ એવું ચાહતા નથી. કારણ કે એ સ્થીતિ ઘણાંજ જન્મના અંતથીજ બને છે પણ જ્યારે

અસંખ્ય નિષ્કામ ધર્મ કર્મ કરાય અને પુણ્યનો સંચય હોય. જે એ કરવાને કેટલા જન્મ પણ વીતી જાય ત્યારે તેના અસંખ્ય પાપનો નાશ થાય તોજ સત્યજ્ઞાન પ્રગટવાથી તે वासुदेव सर्वम् એવું દૃઢ જ્ઞાન નિશ્ચયી બને છે. સર્વ વાસુદેવ કહેવાથી ઉપાય પ્રાપક પણ વાસુદેવ જેમ આગળ કહી ગયા છે, "त्वमेव माता થી લઈને त्वमेव सर्वम्" એ વાત છે. આ દશા બદ્ધ અવસ્થામાં પણ બંધનોથી છુટવાને પણ તેજ ઉપાય કરીને પણ બીજામાં યુક્ત નથી થતો અર્થાત અન્યમાં ભક્તિ બીજામાં ભક્તિ નથી કરતા. એવા જ્ઞાન બાવવાલાને સ્વામી પોતે 'મહાત્મા' માને છે. અર્થાત મોટા મનવાલા કહે છે—અને પોતાને પણ એવા માણસ સુદુર્લભ છે. એમ જણાવે છે.

दुर्लभा भगवद्योग भाविनो भूवि मानवा: ॥ तद्दर्शना तदालापात्दुर्लभं स्साश्वतंपदम् । ભગવત યોગમાં લાગી રહેલ, એવા મનુષ્ય દુર્લભ છે. તેના દર્શનથી તેના સાથેના સંભાષણ વાતોથી શાશ્વત પદ પ્રાપ્તિ સુદુર્લભ થાય છે. એજ આશયથી ત્રણ સ્થાન દર્શાવીને મને યોગ્ય ઘટીત હોય તેવો કરો. અને એથી પણ વધીને આગળ કહે છે.

पुरुष: सपर: पार्थ भक्त्यालभ्यस्त्वनन्यथा ।
भक्त्यात्वनन्य याशक्यं, मद्भक्ति लभतेपराम् ।
इति स्थानत्रयोदित पर भक्ति युक्तंमां कुरुस्व ।

હે પાર્થ !! તે પુરૂષ અનન્ય ભક્તિ કરીને લભ્ય છે. અનન્ય ભક્તિ વડે કરીને શક્ય છે. મારી પરાભક્તિને પામે છે. આ પ્રકારે ત્રણ વચન ત્રણ જગ્યાએ છે 'જ્ઞાની'ની પૂર્ણ ભક્તિ અથવા પૂર્ણ જ્ઞાનીની જ્ઞાનથી ઉત્પન્ન હોનારી ભક્તિ તે એ છે પૂર્ણ અનન્ય

ભક્તિ તેજ એ છે. એજ 'પરાભક્તિ' એજ સિદ્ધ ભક્તિ છે એથીજ પરમ પુરૂષ મળે છે, સાક્ષાત્કાર હોય છે, અનુભવ હોય છે, જે સદા બન્યોજ રહે છે–એજ થયું એજ મુક્તિ પરમ પુરૂષાર્થ એનાથી પણ વધીને સદા શ્રીપતિની પ્રાપ્તિ બ્રહ્મજ્ઞાન નિત્ય મુક્તનો અનુભવ એજ છે.

જ્ઞાન વિના મુક્તિ નહીં 'કહો કે' પરમ ભક્તિથી પ્રાપ્તિ કહો તે એજ છે, એજ સ્થીતિ છે, એજ થવા મેળવવા માટેજ પ્રાર્થના છે કે,

परमभक्ति परज्ञान परम भकत्यैक स्वभावमां कुरुष्व ।

શરીરપાત સમયે વા સદા એવો સ્વભાવ મારો બન્યો રહે તે કરો? કેવો પરભક્તિ પરજ્ઞાન પરમભક્તિ રહે એવો.

परभक्ति परज्ञान परमभक्ति कृत परिपूर्णा ॥ नवरत विशदत्त मानन्य प्रयोजना नवधिकातिशय प्रीति कारीता शेषावस्थो चिताशेष शेषतैक रतिरुप नित्य किंकरो भवानी ( આગળ શ્રીજી પાસે કહેલાં શ્રીહરિની શરણાગતિ શા માટે ચાહું છું તેજ વિશેષણ અહીં પણ મુક્યાં છે તેનો અર્થ પણ ત્યાં સ્પષ્ટ થયેલો છે તેજ ) પરભક્તિ પરજ્ઞાન એનાથી પ્રાપ્ત પરમભક્તિ તેનાથી બનતી પ્રીતિ કેવી? (વિશેષણ તેનાં કહે છે) પરિપૂર્ણ અનવરત વિશદતમ અંનન્ય પ્રયોજન અનવધિક અને અતિશય છે તે પ્રીતિ એ શું કરાવે છે? શેષતાની એક રતિરૂપ ( તેનું વિશેષણ ) અશેષ શેષ અવસ્થાને ઉચિત તે રતિરૂપજ નિત્ય કૈંકર્ય નિત્યમય તે કરવાવાલો તે નિત્ય કિંકર તેનોજ બનું એજ પ્રાર્થના છે એજ ફળ शरणागती प्रार्थना संपूर्ण थइ छे तत्सद् ब्रह्मार्पण मस्तु:

સમાપ્ત.